નવયુગ ગ્રંથમાળા

[વર્ષ ૧૧ : પુ. ૨ જું]



આવૃત્તિ ૧ લી.






—: મુદ્રક :—

ર ણ છો ડ મ ન જી

સરસ્વતિ પ્રિન્ટીંગ પ્રેસ

રાજકોટ.

નવયુગ પુસ્તક ભંડાર ☆ પ્રકાશન ૧૨૪

# ગાંડાનો ગવારો



-: લેખક :-

ઓલિયો જોશી.



ત્રણ રૂપીઆ

## નવાં પ્રકાશનો :—

| | | |
|---|---|---|
| નિવેદિતા : | ગુણવંતરાય આચાર્ય | ૩-૮ |
| કોણ ગુન્હેગાર : | " | ૧-૦ |
| વિરાટનો ઝભ્ભો : | " | ૧-૪ |
| ભસ્માંગના : | " | ૨-૦ |
| કોરી કિતાબ : | " | ૧-૮ |
| વિકાસ : | ચુનીલાલ વ. શાહ | ૩-૦ |
| નયના : | રસીકલાલ જોશી | ૩-૦ |
| નારી : | સૌરિન્દ્ર મોહન મુખોપાધ્યાય | ૨-૮ |
| લાલમાટીનો રસ્તો : | " | ૨-૮ |
| મુક્તપંખી : | " | ૨-૮ |
| ગૃહત્યાગ : | " | ૨-૮ |
| નિરૂપમા : | " | ૨-૮ |
| મમતા : | શરદ્‌બાબુ | ૨-૦ |
| રાજરાણી : | બંકીમ બાબુ | ૨-૦ |
| રૂપરાણી : | ઇસાડોરાની આત્મકથા | ૩-૦ |
| સંહાર : | ઐયુબખાન ખલીલ | ૨-૮ |
| ભેદી ચક્કર ભાગ ૧-૨ : | ધનશંકર ત્રિપાઠી | ૭-૦ |
| અદૃશ્ય કુમાર : | ચંદુલાલ જે. વ્યાસ | ૪-૦ |
| અદૃશ્યમાનવી : | એચ. જી. વેલ્સ. | ૩-૦ |
| તાત્યારાવનું તાવીજ : | સનત્‌કુમાર | ૧-૮ |
| બિભંગકલા : | દુર્ગેશ શુક્લ | ૧-૮ |
| વિજેતા : | મો. ધામી | ૧-૮ |
| ક્રાંતિની ઝાંખરી : | " | ૩-૦ |
| પ્રિયતમા : | " | ૧-૦ |
| યુગાંતર : | શીવશંકર શુક્લ | ૧-૦ |
| ઉરદાહ : | બાબુરાવ જોશી | ૨-૮ |

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ.



હાસ્ય અને સંગીતનું પ્રથમ પ્રાશ પાનારા,

સદ્‌ગત પૂજ્ય પિતા

ત્રિકમજી બાપુના

અમર આત્માને

અર્પણ




ઓલિયા જોશી

એ ખુવાર થયો. કેટલાયે બગ ભગતોએ એને ઠગી લઇ બાવો બનાવ્યો; પરિણામે એ સર્વસ્વ ગૂમાવી બેઠો, અને એના મગજનું ચક્કર ફરી ગયું. ત્યારથી એને 'ભગત' શબ્દની ચીડ થઈ, અને ભગત એટલે 'ઠગ' કે 'ડાકુ' એમજ એના મગજમાં ઠસવાથી, તે રોષે ભરાઈ એજ શબ્દ સામા ફેંકતો, બસ આજ એનું ગાંડપણ. ગાંડાના એ ગવારાથી બધા હસી પડતા.

હરકોઇ વિષયમાં મસ્ત બનવાથી બીજાની દૃષ્ટિએ તે શખ્સ ગાંડો કે પાગલ લાગે ખરો. નરસૈયાની ભક્તિની ધૂનમાં નાગરીનાતને, અને મીરાંબાઈની ભક્તિની ધૂનમાં કુંભારાણાને ગાંડાનો ગવારો ભાસ્યો, પરંતુ એ ગવારાના ગુણ પાછળ આજે જનતા કેવી ગાંડી ઘેલી થાય છે!

રમૂજ-નવલોના અમારા આ સંગ્રહમાં સમાયેલાં અનેક પાત્રો ગાંડાની જેમ ગવારો કરતા હશે, જેથી પેટ ભરીને તે હસાવશે, તોપણ એ હાસ્યમાંથી કાંઈને કાંઈ સમર્મ કે રહસ્ય નિતરતું હશે, તેની મહાગૂજરાત કદર કરે એજ અભિલાષા, અને તોજ જીવનની સાચી સાર્થકતા.

સિવિલ સ્ટેશન : રાજકોટ.<br>
વિ.સં. ૨૦૦૦, અક્ષય તૃતિયા

**ઓલિયા જોશી**

## — અનુક્રમ —

# ગ્રાહકો માટે

નવયુગ ગ્રંથમાળા આ પુસ્તક પછીના પુસ્તકે પોતાના અગિયાર વર્ષની મજલ પૂરી કરી બારમા વર્ષમાં પ્રવેસશે. દર સાલ કાંઈક કહીએ છીએ, આ સાલ માટે હવે અમારે કાંઇ કહેવાનું નથી રહેતું. હવેના વરસો માટે અમારાં પ્રકાશનોજ પોતાની મેળે બોલે તે સારૂં છે.

અત્યારની મુશ્કેલી તો સહુ સમજે તેવી વાત છે. એટલે તે માટે કહેવાનું શું હોય ?

અગિયારમા વર્ષને અંતે આપને એક વિનંતિ છે, કે આપ આપના ચાલુ ગ્રાહકારને કાયમી જાળવી રાખી, અમારી પ્રગતિમાં આપનો કાયમી સાથ પૂરાવો.

**ચાલુ સાલનાં પુસ્તકો :—**

| | | |
|---|---|---|
| [૧] | **સ્વતંત્ર ભારત** : ડુંગરશી ધરમશી સંપટ | ૬–૦–૦ |
| [૨] | **ગાંડાનો ગબારો** : ઓલિયા જોશી | ૩–૦–૦ |
| [૩] | **અદૃશ્ય કુમાર** : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૪–૦–૦ |

આવતી સાલનાં બારમાં વર્ષના પ્રકાશનો:—

[૧] **નવજવાન** : ડુંગરશી ધરમશી સંપટ

[૨] **આનંદનો ઓઘ** : ઓલિયા જોશી

બીજાં વિદ્વાન લેખકોનાં પુસ્તક તૈયાર થાય છે.

આ પુસ્તક મળ્યે આઠ દિવસમાં બારમા વર્ષના લવાજમના રૂા. આઠ મોકલી આપવા તસ્દી લેશો, નહીંતર છેલ્લું પુસ્તક દર સાલ મુજબ રૂા. ૮–૩–૦ ના વી. પી. થી મોકલાશે તેની નોંધ લેશો.

આપને કોઈ કારણસર આવતી સાલમાં ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા ન હોય તો આ પુસ્તક મળ્યેથી દિવસ આઠમાં પત્ર લખવા તસ્દી લેવી, એટલે છેલ્લું પુસ્તક સાદા બુક પોસ્ટથી મોકલવામાં આવશે. પત્ર નહિ આવે તો આપ ચાલુ રહેવા માંગો છો, એમ માની છેલ્લા પુસ્તકનું વી. પી. કરવામાં આવશે, તે સ્વીકારી લેવા તસ્દી લેશો.

સંચાલક.

| | | |
|---|---|---|
| ત્રિભેટો : | ધૂમકેતુ | ૧–૮ |
| જીવનચક્ર : | ,, | ૧–૪ |
| કસહસાટ : | ઓલિયા જોશી | ૩–૦ |
| ગાંડાનો ગવારો : | ,, | ૩–૦ |
| હાસ્ય વિલાસ : | મસ્તફકીર | ૩–૦ |
| નંદિતા : | સુરેશ ગાંધી | ૧–૮ |
| વિમાતા : | શરદ્‌બાબુ | ૨–૮ |
| સીમંતિની | બંગસાહિત્યકારો | ૧–૮ |
| ગામધણી : | ચીમનલાલ લુહાર | ૨–૦ |
| બિન્દુ : | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૧–૪ |
| ગૃહલક્ષ્મી : | ,, | ૧–૦ |
| સંધ્યાના રંગ : | બાબુરાવ જોશી | ૧–૮ |
| ધૂપદિપ : | હીરાલાલ શાહ | ૧–૦ |

## જાતિય પ્રશ્નો ચર્ચતાં પુસ્તકો

| | | |
|---|---|---|
| પરણ્યા પછી ભાગ ૧–૨–૩ | ભાનુ પ્ર. દવે | ૬–૦ |
| પ્રેમોપચાર ને આસનો | ,, | ૨–૦ |
| પરણ્યા પહેલાં : | મોહનલાલ ધામી | ૨–૦ |
| બ્રહ્મચર્ય મિમાંસા : | જ. નાંદિ | ૩–૮ |
| પ્રથમ આષાઢ : | નિરુભાઈ દેસાઈ | ૨–૦ |
| મધુરજની : | મૃદુલ | ૨–૦ |
| સંતતિના સર્જન પછી : | | ૨–૮ |

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

# ગ્રાહકો માટે

નવયુગ ગ્રંથમાળા આ પુસ્તક પછીના પુસ્તકે પોતાના અગિયાર વર્ષની મજલ પૂરી કરી બારમા વર્ષમાં પ્રવેશશે. દર સાલ કાંઈક કહીએ છીએ, આ સાલ માટે હવે અમારે કાંઇ કહેવાનું નથી રહેતું. હવેના વરસો માટે અમારાં પ્રકાશનોજ પોતાની મેળે બોલે તે સારૂં છે.

અત્યારની મુશ્કેલી તો સહુ સમજે તેવી વાત છે. એટલે તે માટે કહેવાનું શું હોય?

• અગિયારમા વર્ષને અંતે આપને એક વિનંતિ છે, કે આપ આપના ચાલુ ગ્રાહકારને કાયમી જાળવી રાખી, અમારી પ્રગતિમાં આપનો કાયમી સાથ પૂરાવો.

ચાલુ સાલનાં પુસ્તકો :—

| | | |
|---|---|---|
| [૧] | સ્વતંત્ર ભારત : ડુંગરશી ધરમશી સંપટ | ૬–૦–૦ |
| [૨] | ગાંડાનો ગબારો : ઓલિયા જોશી | ૩–૦–૦ |
| [૩] | અદૃશ્ય કુમાર : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૪–૦–૦ |

આવતી સાલનાં બારમાં વર્ષના પ્રકાશનો—

[૧] નવજવાન : ડુંગરશી ધરમશી સંપટ

[૨] આનંદના ઓઘ : ઓલિયા જોશી

બીજાં વિદ્વાન લેખકોનાં પુસ્તક તૈયાર થાય છે.

આ પુસ્તક મળ્યે આઠ દિવસમાં બારમા વર્ષના લવાજમના રૂ. આઠ મોકલી આપવા તસ્દી લેશો, નહીંતર છેલ્લું પુસ્તક દર સાલ મુજબ રૂ. ૮–૩–૦ ના વી. પી. થી મોકલાશે તેની નોંધ લેશો.

આપને કોઈ કારણસર આવતી સાલમાં ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા ન હોય તો આ પુસ્તક મળ્યેથી દિવસ આઠમાં પત્ર લખવા તસ્દી લેવી, એટલે છેલ્લું પુસ્તક સાદા બુક પોસ્ટથી મોકલવામાં આવશે. પત્ર નહિ આવે તો આપ ચાલુ રહેવા માંગો છો, એમ માની છેલ્લા પુસ્તકનું વી. પી. કરવામાં આવશે, તે સ્વીકારી લેવા તસ્દી લેશો.

સંચાલક.

ઉચ્ચ પ્રદેશના ખૂણા ઉપરના છેવટના ભાગમાં આ શક્તિ અગર વૃત્તિનું સ્થાન આવેલું છે. આ સ્થાનની જો યથાયોગ્ય વૃદ્ધિ થતી હોય, તો કપાળનો આકાર લગભગ ચોરસ આકૃત્તિ ધારણ કરે છે. 'તર્કશક્તિ' સ્થાનની બાજુમાં 'સૌન્દર્ય' સ્થાનના અગ્ર ભાગમાં અને 'સંગીત–શક્તિ' ની ઉપરના સ્થાનમાં આ 'હાસ્ય–વિનોદ વૃત્તિ' નું યથાયોગ્ય અવયવ આવેલું છે. આ સ્થાનના શોધકનું પ્રથમ માન ડૉ. ગૉલ નામક મસ્તક–વિજ્ઞાન શાસ્ત્રીને ફાળે જાય છે.

તે કહે છે કે–' In all persons examined by me, and constantly endowed with this faculty, I have found the auterior superior lateral parts of the forehead considerably prominent in a sagment of a sphera. It carries with it an irresistible propensity to ridicule every thing sparing neither friend nor foe.' [ Dr. Gall. ]

[ આ હાસ્ય–વિનોદની વૃત્તિયુક્ત પ્રત્યેક વ્યક્તિ, કે જેની મેં યથાવત તપાસ કરી છે, તેમના કપાળના ઉપલા ભાગના ખૂણા ઉપરની બાજુનો ભાગ દેખીતી રીતે વૃદ્ધિવાળો, અને ગોળાકૃત્તિમાં વધતો જણાઈ આવેલ છે. પ્રત્યેક વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે, શત્રુ કે મિત્રની દરકાર કર્યા વગર, અબાધિત હાસ્ય કરવાની વૃત્તિ દર્શાવનાર મસ્તિષ્કનું તે મુખ્ય મથક છે એમાં જરાપણ શંકા નથી. ડૉ. ગૉલ. ]

'સ્પર્શઝયમ' નામક એક બીજો મસ્તક–વિજ્ઞાન નિષ્ણાત પણ કહે છે કે–'જેઓ હાસ્ય–રસ વિનોદયુક્ત વાર્તા, પુસ્તક કે લેખો લખનાર હોય છે, તે બધાના મસ્તકનું આ સ્થાન સ્પષ્ટ રીતે ખીલેલું હોય છે.' જ્યોર્જ કોમ્બ નામના એક ત્રીજા મસ્તકાચાર્યનો પણ એજ મતલબનો અભિપ્રાય છે.

# હાસ્ય વિષે વિશેષ

**આપણા** પ્રખર હાસ્યકાર સદ્દગત શ્રી. રમણભાઈએ હાસ્ય-રસની સુંદર મીમાંસા કરેલ છે, તો પણ એ જ્ઞાનસાગરનો પાર નથી. એ અમૃત–મંથન માટે જેટલા પ્રયાસ થાય તેટલા ઓછાજ છે.

હાસ્યરસની અંદર બે ક્રિયાઓનો સમાવેશ થાય છે. બન્ને ક્રિયાઓ અલગ અલગ, અને દરેક ક્રિયા કરનાર પાત્ર પણ જુદા જુદા હોય છે. હાસ્ય–રસનું પાન કરવું તે **હસવું**, અને એ રસનું પાન કરાવવું તે **હસાવવું**. હસનાર અને હસાવનાર એ ઉભય ક્રિયા કરનાર પાત્ર એક નહિ, પણ અલગ અલગ હોય છે. હસવાની શક્તિ તો કુદરતી અને પ્રાણી માત્રમાં સામાન્ય કિંવા જન્મસિદ્ધ હોય છે. પરંતુ હસાવવાની શક્તિ જો કે કુદરતી; તો પણ અસામાન્ય જણાય છે. આપણે આ હસાવવાની શક્તિ વિષે કાંઈક કહીશું.

**હાસ્યોત્પન્ન યાને હસાવવાની શકિત**—એટલે આનંદ વિનોદ, ઠઠ્ઠા, ઠેકડી, અન્યોક્તિ, કટાક્ષ અને મજા–મશ્કરી કરવાનો સ્વભાવ; તેમજ અયોગ્ય હોય તેવાજ વર્તનનો સભ્ય ભાષામાં અસભ્યતાથી પ્રતિકાર, ઘૃણા ઈત્યાદિ ભાવોને દર્શાવવાની વૃત્તિ યાને શક્તિ.

**હાસ્યોત્પાદક સ્થાન**—આધુનિક શારિર–વિજ્ઞાનશાસ્ત્રથી પ્રતિપાદન થાય છે કે, માનવ શરીરના મસ્તકની અંદર કપાળના

અને વાતો ચાલ્યા કરે છે અને જેનો કેટલોક સંગ્રહ પ્રસિદ્ધ પણ થયેલો છે, એ તો જાણે કે આધૂનિક સમયનીજ વાતો હોય એમજ આપણને લાગ્યા કરે છે. વાણિયાની ચતુરાઈ કે મિયાની મૂર્ખાઈ એવી એવી વાતો કે પ્રસંગો ઊભા કરીને બીરબલ જેવો શાહી-રત્ન હસાવ્યા કરે, અને અકબરશાહ જેવો શાણો સમ્રાટ હસ્યા કરે કે કાન પકડી જાય, એ હરકોઈ સામાન્ય અક્કલમાં પણ સમાય એવું છે ખરૂં ?

એવી અનેક વાતો પૈકી એક કિંવદંતીની વાનગી આપણે લઈએ. વાત જો કે જરા ગંદી છે, તો પણ તેમાં અદ્‌ભૂત તર્ક ભર્યો છે. આ વાત જેવી તેવી ફક્ત મેં સાંભળેલી છે, પરંતુ તે પ્રસિદ્ધ થયાનું મારી જાણમાં નથી. જેથી તે મારી કલમે વર્ણવું છું:—

અકબર બાદશાહનું સામ્રાજ્ય વધતું ચાલ્યું, અને તેની કીર્તિ ચોમેર પથરાવા માંડી, તેથી તેના દુશ્મનોના હૈયામાં ઇર્ષાની આગ પ્રગટવા માંડી. તેના એક શત્રુ રાજ્યના નવાબ સાહેબે તો બાદશાહનું ગુમાન અને તોર જે કોઈ ઉતારે અને નાલેશી કરે તેને અરધું રાજપાટ ઈનામમાં આપી દેવાની જાહેરાત કરી દીધી. નવાબના રાજ્યના ભલભલા અમીર-ઉમરાવોની છાતી ન ચાલી, એટલે તે કામ કરવા રાજ-ગણિકા જેવી એક નારી જાતિએ બીડું ઝડપ્યું. રાજગાયકા તરતજ મોગલ-પાટનગરમાં પહોંચી, અને પોતાની કલાથી અમીર અને આમ વર્ગને ખુશ કરતે કરતે, તેની ખ્યાતિનો પવન છેક બાદશાહને કાને અથડાયો. હરકોઈ સંગીત-કારને માટે શાહી દરબારના દ્વાર ખુલ્લમ ખુલ્લા હતા, તો પછી સંગીત અને નૃત્યકલામાં નિપુણ એવી કામલાગી માટે તો ખાસ આમંત્રણ સાથે હઝુરમાંથી પાલખી લેવા આવે એમાં આશ્ચર્ય શું ?

અકબરનો ખાસ 'નવ-રત્ન દરબાર' એટલે-આઠ શાહી-સભ્યો અને નવમા બાદશાહ ખૂદ-જાણે સમજો કે, આધુનિક

**'શ્રાવ્ય-હાસ્ય'** ઉત્પન્ન કરવાનો, અને ઠઠ્ઠા-મશ્કરીથી ત્યાંને ત્યાંજ હસાવવાનો ગુણ તો અનાદિ કાળથી પૃથ્વીના પ્રત્યેક ખંડમાં જંગલી કહેવાતા અ-સભ્ય માનવોમાં પણ હોય છે. પરંતુ **વાચ્ય-હાસ્ય**-યાને લેખનથી હાસ્ય ઉત્પન્ન કરવાની શક્તિ તો, મનુષ્ય જેમ જેમ સભ્ય બનતો ગયો, તર્ક શક્તિ ખીલતી ગઈ, અને માનવ સ્વભાવને બારીકીથી અવલોકતા શીખતો ગયો, તેમ તેમ એ હાસ્ય ઉત્પન્ન કરવાની તેની શક્તિ વધતી ગઇ. આ શક્તિ કોઈ દરેક મનુષ્યના ભેજામાં હોતી નથી. એવા પ્રાચીન હાસ્યકારો બુજ આપણી જાણમાં છે. તેમાં આપણે 'પંચતંત્ર' ના કર્તાને પ્રથમ પંક્તિમાં મુકીશું. આપણા પ્રાચીન હાસ્ય-સાહિત્ય તરીકે મનોરંજક -વાર્તાઓનો અખૂટ સંગ્રહ પડેલો છે. તેમાંથી કેટલોક પ્રસિદ્ધ પણ થયો છે. આ વાર્તાઓ લોક-સાહિત્ય તરીકે પ્રચલિત છે. પરંતુ તેનો મૂળ કર્તા કોણ હશે, તે કાળના ગર્ભમાં દટાયેલું છે. એ આપણે જાણી શકતા નથી, તો પણ આપણે એ વાર્તાકારોની શક્તિને તો જરૂર ધન્યવાદ આપીશું.

વિક્રમ સદીના પ્રારંભમાં પ્રવેશતાં, 'ભોજ-કાલિદાસ' ને નામે આપણે અનેક મનોરંજક, મર્મભરી વાર્તાઓ સાંભળીએ છીએ, કે 'ભોજ-પ્રબન્ધ' ઈત્યાદિ નામે એવી વાર્તાઓના પ્રસિદ્ધ થયેલા ગ્રન્થો વાંચીએ છીએ, પરંતુ એ દરેક વાતોના કર્તા પંડિત કવિ કાલિદાસ હોઈ શકે જ નહિ. પરંતુ એ કવિ સમ્રાટ કાલિદાસ કે પરિમલ કાલિદાસને નામે એવી મર્માળ અને તાર્તિક લોક વાર્તાઓના કર્તાઓ અપ્રગટ છે. તેઓ આજે હયાત હોય તો આધુનિક મસ્તક-વિજ્ઞાનશાસ્ત્રીઓની ઉપર દર્શાવેલી શક્તિમાં જરૂર આપણે તેનો સમાવેશ કરીએ.

ચારસો વર્ષ પહેલાના, નજીકના ભૂતકાળમાં ડોકિયું કરીએ તો 'અકબર-બીરબલ,' કે 'બાદશાહ-લવા' ને નામે જે વાર્તાઓ

'બાદશાહ સલામત ! હું નાણાની ભૂખી નથી. મને ફક્ત આપ નામદારને ખુશ કરવાની હોશ પૂરી થઈ ગઈ, એજ આ તાબેદારના અહોભાગ્ય !'

'તારી કલા ઉપર હું આફરીન છું. તારી ગમે તે ઈચ્છા પૂરી થશે. બસ ઈચ્છામાં આવે તે માગી લે.'

'તો નામદાર ! મારે બીજું કશું જોઈતું નથી. ફક્ત એકજ માગણી છે.'

'જે ઈચ્છા હોય તે બેલાશક કહી દે. અકબરનું વચન કદી ફોગટ જતું નથી.'

'તો બન્દે નવાઝ ! મને કુદરતી હાજત જવાની તલબ લાગી છે. આપ નામવરના તખ્ત પર બેસીને મને જરા ઝાડો કાઢવા દયો તો બસ......'

ગણિકાની આ માગણી સાંભળતાં તો નવરત્ન દરબારનું અમલ ઉતરી ગયું. બાદશાહ તો એ શ્રવણ કરીને તખ્તમાં પાછા પડી ગયા, અને શાહી-સભ્યો ડાચાં વકાસી રહ્યા. દોટયાઝખાન તો લાલચોળ થઈ 'અબે રંડી !' કરતે પ્રહાર કરવા ઉછળ્યો.

'હં...હં ! ખાનસાહેબ એક બિચારી અબળા ઉપર હાથ ઉગામવાનો હુમલો હોય !' બીરબલ કે જે અત્યાર સુધી મુંગો હતો તે વચ્ચે પડતાં બોલ્યો.

'તે આ કમજાત ઔરત જરાયે જાણતી નથી કે, આ બાદશાહ સલામતનો દરબાર છે ? ત્યાં આવી નાપાક અને નિર્લજ માગણી ? છી—છી—છી !' દોટયાઝખાનના ફોરણાં મરડાઈ ગયાં.

'ખાં સાહેબ ! એમાં વળી છી-છી ને અરરરર કરવા જેવું શું છે ? હું, તમે કે હરકોઈ ઇન્સાન એ ક્રિયામાંથી કયા બાકાત કે સુગ કરીએ ?' બીરબલ દોટયાઝખાનને ઠંડો પાડવા લાગ્યો.

'અરે બીરબલ ! પણ મારી હઝુરમાં આવી હલકી નાપાક માગણી ?' તખ્તનશીન બાદશાહ બોલ્યા.

'તો ધણી ખમ્મા અન્નદાતાને તથા બાદશાહ સલામતને ! નામદારનું વચન ગયું, અને મારી વાત રહી !' એમ કહી ગણિકા નીચે નમી અને પાછે પગે ચાલવા માંડી.

'ગણિકાબાઈ ! જરા ઊભા રહો, એમ ન જવાય, સમજ્યા ? આ અકબર બાદશાહનો દરબાર છે. એનું વચન જાય તો અમારા બધાના નાક કપાય જાય.' બીરબલે ગણિકાને જતી અટકાવી.

'અરે–બીરબલ ! મારું માથું ફાટી જાય છે ! આવી ગંદી માગણી ?' બાદશાહનો મિજાજ હજુ તેવોને તેવોજ ગરમ હતો.

'એ તો હોય, નામદાર ! એમજ હોય ! બાદશાહના મોઢામાંથી વચન નીકળ્યું તે નીકળ્યું. આખું તખ્ત માગી લ્યે તો આપવું પડે. ત્યારે આતો બિચારીની સાવ સાદી માગણી છે ! ભલે ગંદી હોય, તો આપણે જરા મોઢાં ફેરવી જઈશું. અને નાક આડા ફાળીઆં દેશું, બીજું શું ! પણ ગરીબ પરવર ! એની ઇચ્છા પૂરી થવીજ જોઈએ.' બીરબલની ભારે આજીજી અને હઠ ઉપરથી બાદશાહ સલામત સિંહાસન ઉપરથી હેઠળ ઉતરી ગયા.

'નાયકાબાઈ ! હવે જાઓ તખ્ત ઉપર; અને તમારું કામ જલ્દી પતાવી આવો. તખ્ત ઉપર બેસી તમારે હાજત પૂરી કરવી એજને ?' બીરબલ ગણિકા પ્રતિ બોલ્યો.

'નહી સરકાર ! બીજું કશુંજ નહી, ફક્ત એજ'–કહી ગણિકા તખ્તનું બીજું પગથિયું ચડી ગઈ.

તેવો બીરબલ પાછો બોલ્યો—'ગાયકાબાઇ ! જરા મારા સામું આમ જુઓ ! એક બાબતની ચોખવટ કરી લઇએ. તમારી ઈચ્છા પૂરી કરવા મેં બાદશાહ સાહેબને મહામહેનતે ખૂબ સમ-જાવ્યા છે. તમારી માગણી ફક્ત ઝાડો, બીજું કશું નહિ, એ વાત તો બરાબર છે ને ?'

'જી હા સરકાર ! ફક્ત એટલીજ માગણી છે'–એમ કહીને ગુણિકા તખ્ત પર ચડી બેઠી.

'અને એ માગણી ઉપરાંત જો કાંઈ ભૂલ થશે તો સરકાર જે કાંઈ શિક્ષા કરે તે મંજૂર છે ને ?'

'કબુલ મંજૂર છે, જનાબ.' તખ્ત ઉપરથી ગણિકા બોલી.

'તો ખુશીથી જાઓ. પણ જોજો હો ? ઝાડા ઉપરાંત પેશાબનું એક પણ ટીપું તખ્ત ઉપર પડયું તો તમને આહી ને આહી ઝાટકે મારવામાં આવશે–સમજ્યા કે ગણિકાબાઈ ?'

'યા અલ્લાહ ! યે કૈસે હો શકે.' કરતે ગુણિકાબાઇના ડોળા બહાર નીકળી પડયા, અને સિંહાસન હેઠળ ઉતરી ગઇ.

'કુત્તી ! ઢોંગી ! પાજી ! ઢોંગી ! જેવી આવી તેવી રસ્તે પડ, નહિંતર મરી ગઈ સમજજે !' એમ કહી બીરબલે એક ધક્કો મારીને નાયકાને બહાર કાઢી મૂકી.

આ વાત પાસે તો જાણે આંગ્લ કવિ શેકસપિયરના 'વેનીસના વેપારી' નો કિસ્સો ઝાંખો પડી જાય તેવો છે. માગણીની મક્કતામાં શાઇલોકને માથે પછાડીએ તેવી ગણિકા છે, અને બુદ્ધિ ચાતુર્યમાં બીરબલને ઘેર પોર્શિયા પાણી ભરે તેમ છે.

આવી આવી 'બાદશાહ–બીરબલ' ને નામે પ્રચલિત થયેલી અનેક વાતો પૈકીમાંની થોડીક પણ સાચેજ શહેનશાહ અકબરના દરબારમાં બની હોય તો શાહીરત્ન અને પ્રસિદ્ધ પુસ્તક 'આઇને-અકબરી' નો લેખક અબુલફઝલ જેવો ચપળ અખબાર નવેશ નોંધ્યા વગર ન રહ્યો હોત અને આપણી વિદ્યાપીઠે મુકરર કરેલા ઇતિહાસના કોઈપણ પાઠ્ય–પુસ્તકના મોગલ રાજ્ય પ્રકરણમાં વાંચ્યા વગર ન રહ્યા હોત, અને તે ઉપરથી સમ્રાટ અકબર તથા તેના દરબારની બુદ્ધિ ચાતુર્યના દોકડા પણ આપણે મૂક્યા વગર ન રહેત પણ... આ બધી કપોલ–કલ્પિત છતાંયે મનોરંજક અને બુદ્ધિ પ્રધાન્ય વાતો, જે અપ્રગટ ભેજામાંથી નીકળી હશે, તે ભેજાં તો ખરેખર ખીલ્યાંજ હશે।

આવું આવું ગદ્યાત્મક હાસ્ય, મનોરંજક વાર્તા કે વર્ણન પ્રાચીનકાળથી તે છેક ઓગણીસમી સદીના પ્રારંભ સુધી આપણા સાહિત્યમાં પ્રગટ કે અપ્રગટ હાસ્યકારોએ પૂરું પડ્યું છે. તેજ મુજબ તેવું પદ્યાત્મક હાસ્ય પણ આપણા જૂના કવિઓ શામળ, અખાની કલમમાંથી ઝરતું જોવામાં આવે છે. જેમકે— મહાકવિ પ્રેમાનંદનું મામેરૂં–સુદામા ચરિત્ર ઇત્યાદિ, શામળભટ્ટની અન્યોક્તિ કે ઉખાણાં કાવ્યો, કે છેલ્લે કવિ દલપતરામનું 'વેન ચરિત્ર'.

પરંતુ હાસ્યના એક મહત્ત્વના અંગથી ઓગણીસમી સદીના મધ્યકાળ પર્યંત આપણા હાસ્યકારો પરિચિત નહોતા, અગર અત્યાર સુધી તેવા હાસ્યની લેખન–પ્રથા નહીં હોય. એ મહત્ત્વનું અંગ તે **વ્યંગ લેખન હાસ્ય** [ Humour Satire ].

**વ્યંગ હાસ્ય**—એટલે પ્રત્યેક સ્વભાવિક શક્તિના વલણનો દુરુપ્રયોગ, અથવા મિથ્યાયોગ અગર અતિયોગ કરી, તે શક્તિને હાસ્યપાત્ર બનાવવાની કળા દાખલા તરીકે—દંભ ઉપરવટ વસ્ત્ર

ખેંચવા આ ઠઠ્ઠા–ચિત્ર વ્યંગ-હાસ્યરસનું આબાદ કામ કરી જાય છે. આપણા આજના શિષ્ટ દૈનિક કે સામાયીક પત્રોમાં આવા ઠઠ્ઠા-ચિત્ર અવાર નવાર ખૂબજ પ્રમાણમાં દેખા દે છે. હવે તો એ વગર પત્રકારિત્વના ધંધામાં એટલી ઉણપ અને ખામી ગણાય છે. હાસ્યરસપાં હાસ્ય–ચિત્રકાર પણ એક સ્તંભરૂપ છે. સબબ, એ કલા આપણા વ્યંગ-ચિત્રો દોરનારા ચિત્રકારો ખૂબ વધુ પ્રમાણમાં કેળવે એમ આપણે અંતરથી ઈચ્છીએ.

અરધો-પોણો સૈકો થયો હશે. સર્વેન્ટિસના 'ડોનક્વિક્ઝો' ની જેમ એવા કટાક્ષ હાસ્યનું કથા રૂપે સળંગ પુસ્તક આપણા ગૂજરાતી સાહિત્યમાં પ્રથમ બહાર પડયું હોય, તો તે શ્રી રમણભાઈનું ભદ્રંભદ્રજ છે. ત્યારપછી તો એ હાસ્ય-લેખન કલા આપણા ગુજરાતી સાહિત્યમાં ધીમે ધીમે ખીલતી જાય છે.

હાસ્ય રસને જેમ કલમથી તેમ પીંછીથી પણ ઉત્પન્ન કરી શકાય છે. કલમથી ઉત્પન્ન કરેલું શબ્દ ચિત્ર-તે 'વાચ્ય-હાસ્ય' અને પીંછીથી ઊભું કરેલું તેવું ચિત્ર-તે દૃશ્ય-હાસ્ય કહેવાય છે. આવા હાસ્ય-ચિત્ર દોરવાની પ્રથા પ્રાચીન કાળથી તે વીસમી સદીના પ્રારંભ પર્યંત હતીજ નહીં. વીસમી સદીના પ્રારંભ પહેલાનાં 'ગુજરાતી', 'સમાલોચક,' 'ગુજરાત શાળાપત્ર,' 'જૈન હિતેચ્છુ,' 'સાહિત્ય' આદિ માસિક પત્રો કે અઠવાડિકોમાં આ કલા હતીજ નહી. એ હાસ્ય-ચિત્રકલા પણ આપણે ત્યાં પાશ્ચિમાત્ય દેશોમાંથીજ આવવા પામી છે. અંગ્રેજી સચિત્ર પત્રોની જેમ, આપણા ગુજરાતી સાહિત્યમાં સચિત્ર માસિક કાઢવાની પ્રથા પાડનાર સ્વ. શ્રી હાજી મહમદ અલારખીઆ શિવજી હતા. તેમના પ્રસિદ્ધ સચિત્ર માસિક 'વીસમી સદી' માં હાસ્યરસના લેખોની સાથે સાથે હાસ્ય-ચિત્ર દોરવાની પ્રથાની પ્રથમ પહેલ કરનાર મારા ધારવા મુજબ, આપણા ચિત્રકાર અને સુપ્રસિદ્ધ માસિક 'કુમાર' ના સંચાલક શ્રી. રવીશંકર મહાશંકર રાવળ છે.

કલમ-વ્યંગ-હાસ્ય [Satire] ને મળતું 'પીંછી વ્યંગ-હાસ્ય' તે ઠઠ્ઠા-ચિત્ર [ Cartoon ] કહેવાય છે. અંગ્રેજી રીતને અનુસરી તેવા ઠઠ્ઠા-ચિત્રો દોરવાની કલા આપણે ત્યાં ચાલુ થયાને સાઠ દાયકો કે દોઢ દાયકો થયો હશે. ચર્ચાસ્પદ રાજકીય વિષયને નિસ્બત ધરાવતા રાજપુરુષ કે સદ્ગૃહસ્થોને બનાવવા, અને તેની ઠેકડી કરી ધ્યાન

ખેંચવા આ ઠઠ્ઠા-ચિત્ર વ્યંગ-હાસ્યરસનું આબાદ કામ કરી જાય છે. આપણા આજના શિષ્ટ દૈનિક કે સામાયીક પત્રોમાં આવા ઠઠ્ઠા-ચિત્ર અવાર નવાર ખૂબજ પ્રમાણમાં દેખા દે છે. હવે તો એ વગર પત્રકારિત્વના ધંધામાં એટલી ઉણપ અને ખામી ગણાય છે. હાસ્યરસમાં હાસ્ય-ચિત્રકાર પણ એક સ્તંભરૂપ છે. સબબ, એ કલા આપણા વ્યંગ-ચિત્રો દોરનારા ચિત્રકારો ખૂબ વધુ પ્રમાણમાં કેળવે એમ આપણે અંતરથી ઈચ્છીએ.

વાર્તા પહેલી :

# કોરો કાગળ

પૂંઠા ઉપરથી જો પુસ્તક પારખી શકાય, ચ્હેરા ઉપરથી જો અંતર ઓળખી શકાય, તો કવર ઉપરથી કાગળ કલ્પી શકાય. પ્રભાતના પ્રહરમાં ટપાલવાળો કવર ફેંકી ગયો. કિશોર બાબુએ કવર હાથમાં આપતાં ભવિષ્ય ભાખ્યું કે, 'એમાં તો મારી છબી હશે!' લીલા બેબી કહે કે– 'ના, ના, એમાં તો માલી બંગડી છે.' મિસીસે અટકળ કરી કે– 'એમાં તો હૂંડી કે ચેક હોવો જોઈએ.' સુથારનું મન બાવળીએ! તેમ મિસિસનું પણ વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો; મોતીડે ટંકાવો તોય મન ખાલી જેવું હતું. જેથી તેણીને તો હૂંડી કે ચેકનાંજ સ્વપ્ન આવ્યા કરે. પણ વો દીન કહાંસે કે મિંયાં કે પાવમેં જુતિયાં!, કવર ફોડયું તો 'દીપોત્સવી અંક માટે એક સુન્દર લેખ સત્વર લખી મોકલો' એવો એક માસિકના તંત્રીજીનો તાકીદ હુકમ હતો. 'લ્યો! ઉખેડો! જુઓ! છે–એમાં ક્યાંય તુરતની કે મુદ્દતની હુંડી?'

'હજી તો અષાડ માસ ચાલે છે, ત્યાં દિવાળી કેવી?' મિસિસે મને પ્રશ્ન કર્યો, પણ એ બાપડીને ક્યાંથી જ્ઞાન હોય કે તંત્રી પંથ ન્યારો છે! અને વિક્રમાર્ક–સંવત તથા તંત્રી–વાહન–શક વચ્ચે પણ ઘણો તફાવત હોય છે? શિશિરના પ્રારંભમાંજ તંત્રી–પંચાગ

પ્રમાણે વસંતનાં પુલડાં વેરાવા માંડે, અને કોકિલાના ટહુકાર થવા માંડે, અને વર્ષા-ઋતુ બેસતાંજ શારદા-પૂજનની સામગ્રી પૂરાવા માંડે. એ રીતે આપણા દેશી માસ કરતાં, તંત્રી-માસ ત્રણ-ચાર મહિના વહેલો બેસે છે. તે હિસાબે તાકીદનો યથાર્થ હતો.

મિસિસ તાડૂકયાં કે–' ઘરનું કામ કયાં ઓછું છે, તે આવી પારકી પંચાત કરો છો ? ' મિસીસની વાત વિદ્યુતના દીપક જેવી ચોકખી અને ખુલ્લી હતી. આ જમાનોજ એવો છે કે, જેમ જેમ મોણ ધાલો, તેમ તેમ માલ વિશેષ વધે. ' દિલગીર છું. કામના ભરાવાના લીધે હાલ પુરસદ નથી, ' એવો ઉત્તર વાળું તો કિંમત વિશેષ અંકાય, પણ આપણે મનના મોળા, અને પ્રકૃત્તિએ શરમાળ રહ્યા, જેથી સાફ નન્નો ભણવા જેટલી જાહેર હિંમત આપણામાં નથી.

મિસિસને જેમતેમ સમજાવી-પટાવી મનન કરવાં બેઠો. વિષયની પસંદગીમાં પ્રથમ તો છન્દ-યુદ્ધ ચાલ્યું. શહેનશાહના મેમાન બનવા જેવા આપણા અહોભાગ્ય નહીં હોઈ રાજકીય વસ્તુ હાથ ધરવામાં માલ નહીં. સામાજિક વિષય પરત્વે ' નાત ' અને ' તડા 'માંથી જો ' હરિજનોદ્ધાર ' ને આડે માર્ગે ઉતરી જવાય, તો વળી સનાતનીઓના પ્રહાર ખાવા પડે, જેથી તે વિષય પણ આપણને કામનો નહીં. સાંસારિક વિષયમાં નર કરતાં નારિ જાતિને હું વિશેષ પાવરધી ગણું છું, એટલે તે દિશામાં તો મર્દ કરતાં મહિલાઓજ માથું મારે તો ઠીક. બાકી રહ્યો ધાર્મિક વિષય. ઓ બાપ ! શું લખું ? કલમ હાથમાં લીધી, પણ મગજની અંદર તો ગોળ પૈડાં જેવું ચક્કર ફરતું હતું. શૂન્યમાંથી એકડો શી રીતે કાઢવો ? કહે છે કે આપણા ઋષિ મુનિઓ આધ્યાત્મિક-વિષયમાં ઉતરતાં પહેલાં ગાંજાની ફૂંક મારતા એટલે દિવ્ય-ચક્ષુઓ સ્વયં ખુલી જતાં. ગાંજાને અભાવે મેં સિગારેટ સળગાવી; અને ગોટે-

ગોટા કાઢવા માંડ્યા. પણ અહીં તો મગજ ખુલવાને બદલે, મારા પેરણ ઉપર તણખો પડયો.

'અરે! આ લૂગડું કયાં બળે છે?'–કહેતા મિસિસ શ્વાસભેર દોડી આવ્યા. તે પહેલાં તો મેં પેરણ ઠારી નાખ્યું. હું પણ મિસિસ સંગાથે ભળ્યો, અને કહેવા લાગ્યો કે, 'મને પણ વાસ આવે છે, પણ હવે બંધ થઈ ગઈ લાગે છે, ડીયર! પડોશમાં કોઈએ કાગળનો કુચો સળગાવ્યો હશે!'

'એ જુઓ તો ખરા! આ તમારા નવા નોક પેરણમાં આવડું મોટું ફાકું કયાંથી?' હું ઊભો થતાં, મિસિસની નજર પેરણ પર પડી.

'અ–અ–અ–ખાપો આવી ગયો લાગે છે.'

'શું ખાપો આવશે! ધૂળ! જુઓની! આ બળ્યું જણાય છે!' હું ભોય ખોતરવા લાગ્યો અને વિષય વિષમને ઠેકાણે પડયો.

પંદરેક દિવસ વ્યતિત થયા બાદ વળી પાછી તંત્રીશ્રીની ઉઘરાણી આવી. મંદીમાથી પુનઃ તેજી થઈ અને વળી પાછી ધાર્મિક વિષયની ધૂન મગજમાં ભરાણી. હું કાં ભૂલ ખાઉં! વશિષ્ઠજીએ 'યોગવાશિષ્ઠ' શહેરમાં ત્રીજે મજલે ખોલીમાં બેસીને ભાગ્યેજ લખ્યું હશે! જૈમિની કે કપિલ મુનિએ 'સાંખ્ય' કે 'દર્શનશાસ્ત્ર' તેમજ વ્યાસજીએ 'ભગવદ્‌ગીતા' નગરના કોઈ સાતમા મજલાની ઊંચી અટારીમાં લહેર ખાતાં નહીંજ લખ્યાં હોય! તેવા કાર્યની વિચારણા માટે તો અરણ્ય કે નિર્જન સ્થળજ પસંદ કર્યું હશે! પણ આ કાંઈ બખોલ કે ગુફામાં વસવાનો જમાનો નથી. શહેર કરતાં ગ્રામ્ય સ્થળ આવા ગંભીર અને ગહન, મનન અને લેખન માટે અનુકૂળ અને સાનુકૂળ મણાય, એટલે કોઈ ગામડામાં જવાનો વિચાર સ્ફુર્યો. સાસરાને ગામ જવા કરતાં, વાંકીઆવદરના અમારા જૂના વહીઆત મફતચંદ શેઠને ત્યાં વિશેષ અનુકૂળતા આવશે એમ મને

તો લાગ્યું. વળી એ શેઠ જ્યારે જ્યારે અમારી પેઢીમાં ઉતરે ત્યારે ત્યારે પોતાને ગામ પગલાં પાડવાનો મને અત્યાગ્રહ કરે, જેથી એક પંથ દો કાજ–શેઠનું મન પણ સચવાય, અને સારું કાર્ય પણ થાય.

× × × ×

કવિ દલપતરામ યથાર્થ કહે છે કે– 'અમર મરંતાં મેં સુણ્યો ભીખંતો ધનપાળ.' તો પછી ગુણ પ્રમાણે નામ શા માટે મનુષ્યો નહીં પાડતા હોય? મુંબઈના ગીચ વસ્તીવાળા એક લતામાં ત્રીજે મજલે 'તાજમહાલ હોટેલ' એવું પાટીયું વાંચવામાં આવેલ. ફરી ફરીને આંખ ચોળીને મેં નજર કરી તો અક્ષરોમાં કાંઈપણ ફેરફાર જોવામાં ન આવ્યો. મેં વિચાર કર્યો કે— 'શું આગ્રાના તાજમહાલ જેવો સંગેમરમર એ ઓરડીમાં પાથર્યો હશે? અગર બન્નેના સ્થાપત્યમાં કાંઈ સામ્ય હશે? યા ચાલીમાં શું મોગલાઈ–ઉદ્યાન મધમધતો હશે?' પણ કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી. ગાંગો તેલી રાજા ભોજનું નામ ધારણ કરે તેનો અર્થ શો? તેના કરતાં એક ગામમાં 'રામ-ભરોસે હોટેલ' અગર 'ગામ–ભરોસે હોટેલ' નામના પાટીયાં મેં વાચ્યાં તે હું વધારે પસંદ કરું. એક નાની દુકાનની અંદર પાશ્ચિમાત્ય શણગાર અને ટાપટીપ ઠીકઠીક છતાં, બાપડા માલજી હજામે 'ધતીંગ હેર કટિંગ સલૂન' નામનું પાટીયું દુકાન ઉપર લટકાવ્યું હતું. તે મોટા શહેરોના હેર કટિંગોના ધતીંગો કરતાં તો મને ઠીક લાગે છે. તેજ પ્રમાણે રેલ્વે–સ્ટેશનથી મોટર ખટારાના ધમધમાટથી મુક્ત 'વાંકીઆવદર' ગામનું નામ પાડનાર ફૈબાને હું ધન્યવાદ આપું છું.

ઊંટના અઢારે અંગ વાંકાં, તેમ વાંકીઆવદરની શેરીઓ, ગલ્લીઓ અને નાનું બજાર–એ સૌ સર્પાકારે જોઈને, નામ પ્રમાણે આબાદ ગુણ હોવાનો મને ભાસ થયો. એક છોકરાએ મફતચંદ શેઠની દુકાન બતાવી. ઉત્રાડે ડીસે, સાહેબ લોકની દ્રષ્ટિએ અર્ધનગ્ન

ગોટા કાઢવા માંડયા. પણ આંહી તો મગજ ખુલવાને બદલે, મારા પેરણ ઉપર તણખો પડયો.

'અરે ! આ લૂગડું કયાં બળે છે ?'–કહેતા મિસિસ શ્વાસભેર દોડી આવ્યા. તે પહેલાં તો મેં પેરણ ઠારી નાખ્યું. હું પણ મિસિસ સંગાથે ભળ્યો, અને કહેવા લાગ્યો કે, 'મને પણ વાસ આવે છે, પણ હવે બંધ થઈ ગઈ લાગે છે, ડીયર ! પડોશમાં કોઈએ કાગળનો કુચો સળગાવ્યો હશે !'

'એ જુઓ તો ખરા ! આ તમારા નવા નોક પેરણમાં આવડું મોટું કાકું કયાંથી ?' હું ઊભો થતાં, મિસિસની નજર પેરણ પર પડી.

'અ–અ–અ–ખાપો આવી ગયો લાગે છે.'

'શું ખાપો આવશે ! ધૂળ ! જુઓની ! આ બળ્યું જણાય છે !' હું ભોંય ખોતરવા લાગ્યો અને વિષય વિરામને ઠેકાણે પડયો.

પંદરેક દિવસ વ્યતિત થયા બાદ વળી પાછી તંત્રીશ્રીની ઉઘરાણી આવી. મંદીમાંથી પુનઃ તેજી થઈ અને વળી પાછી ધાર્મિક વિષયની ધૂન મગજમાં ભરાણી. હું કાં ભૂલ ખાઉં ! વશિષ્ઠજીએ 'યોગવાશિષ્ઠ' શહેરમાં ત્રીજે મજલે ખોલીમાં બેસીને ભાગ્યેજ લખ્યું હશે ! જૈમિની કે કપિલ મુનિએ 'સાંખ્ય' કે 'દર્શનશાસ્ત્ર' તેમજ વ્યાસજીએ 'ભગવદ્ગીતા' નગરના કોઈ સાતમા મજલાની ઊંચી અટારીમાં લહેર ખાતાં નહીંજ લખ્યા હોય ! તેવા કાર્યની વિચારણા માટે તો અરણ્ય કે નિર્જન સ્થળજ પસંદ કર્યું હશે ! પણ આ કાંઈ બખોલ કે ગુફામાં વસવાનો જમાનો નથી. શહેર કરતાં ગ્રામ્ય સ્થળ આવા ગંભીર અને ગહન, મનન અને લેખન માટે અનુકૂળ અને સાનુકૂળ ગણાય, એટલે કોઈ ગામડામાં જવાનો વિચાર સ્ફુર્યો. સાસરાને ગામ જવા કરતાં, વાંકીઆવદરના અમારા જૂના વછીઆત મફતચંદ શેઠને ત્યાં વિશેષ અનુકૂળતા આવશે એમ મને

મને ભૂખે તરબર આવતા હતા. શેઠે સૂક્ષ્મ ભોજન તરીકે દાળિ-યાના બે દાણા ફાકી ઉપર પાણી પીવાનો મને એકવાર આગ્રહ કર્યો, પણ એ પ્રમાણે અપુષ્પગુથી ક્ષુધાને પ્રદિપ્ત કરવા મારો વિચાર નહીં હોઇ મેં તે સ્વાગતનો સ્વીકાર ન કર્યો.

'કાકા! આંઇ આવોને!' મોટા ઉર્ફે મફતચંદ શેઠના જ્યેષ્ઠ પુત્રે પોતાના પિતાને દુકાન હેઠળથી હાકલ કરી. મેં માન્યું કે મારે ખાતર આ પિતા-પુત્ર ભારે તરખડમાં પડ્યા હશે, એટલે તેમના પ્રેમનો પ્રવાહ મારાથી રોકી શકાય કેમ!

'હેં! શું? અત્યારેજ થઇ! હશે! થયું. હવે દોડતો જઇને મીઠાઇ લઇ આવ્ય! અને મોટા! આમ જો!' એમ હોંકારો કરીને મફતચંદ શેઠે પોતાના મોટા પુત્રને છેલ્લે કાંઇક કાનમાં કીધું. તેમના પૃથક્ પૃથક્ શબ્દનો ભાવાર્થ મને તો એવો જણાયો કે કંઇક અશુભ વર્તમાન આવ્યા જણાય છે, અને તેને લઇને શેઠ મુંઝવણમાં ગૂંચાયા લાગે છે. જો તેમ હશે તો અત્રે મારાથી રહેવાશે કેમ? અને લેખનું કાર્ય થશે કેમ? મને મારી મુંઝવણ થઇ.

'શું કરીએ શેઠ સાહેબ! આપ કોઇ દિ' નહી ને આજેજ પધાર્યા; અને અમારે ત્યાં અડચણ આવી પડી.'

મફતચંદ શેઠ દુકાનના ઓટલા પર પાછા ફરતાં કાંઇક વ્યગ્ર ચિત્તે બોલ્યા.

'કેમ શેઠ? કાંઇ માઠા સમાચાર છે?' મેં પૂછ્યું.

'ના, ના. એવું તો કાંઇ નથી. પણ મુશ્કેલી તો ખરીજને! બાપડી આજે વરસ દિવસ થયાં ખાટલાવશ છે, વાયે ઝલાઇ ગયેલ છે. ઘરમાં કરનાર ફક્ત મોટાની વહુ. તેણે પણ આજેજ સૂરત સાચવ્યું.'

સ્થિતિમાં થડા ઉપર બેસી, ગ્રાહકો માટે હાળ, લોટ જોખવામાં મશગૂલ, એવા મફતચંદ શેઠને મેં જોયા; અને દુકાનના ઓટલા ઉપર ચઢી, પ્રણામ કરતાં, શેઠ મોસુફે આંખ ઉપર હાથનું છત્ર કરી, એક મિનીટ ટીકી ટીકીને નિહાળ્યા બાદ– ' ઓ–હો–હો–હો ! આપ ક્યાંથી ? ' – કરતે છલાંગમારી, મારી કોટે વળગી પડયા.

'શેઠ સાહેબ ! કાંઈ સર નહીં, સમાચાર નહીં, આ શું ? એકાએક !'

' એમાં સમાચાર શું આપવા ? મારી ઈચ્છા આંહી આવવાની થઈ, એટલે આવ્યો. '

' એમ્બ હોય ! આપ અમારે ગામ ક્યાંથી ? અમને ખબર દીધા હોત તો ગાડું જોડીને સામા લેવા આવતને ? પધારો, પધારો. ધનભાગ. અરે મોટા ! શેઠનો સામાન અંદર લઈ લે. '

વાંકીઆવદરની દુકાનના દ્વાર, દેવ મંદિરના દ્વાર સરીખડાં હોવાના જ્ઞાનના અભાવે દુકાનના બારણામાં નમીને પ્રવેશવાને બદલે લશ્કરી ઢબે દાખલ થતાં, બારશાખ ભડીંગ દેતે કપાળમાં અફળાતાં, મને જરા ચક્કર આવી જતાં, ' સંભાળજો–સંભાળજો '–કહી મફતચંદ શેઠે મારો હાથ ઝાલી ઉભો કર્યો, અને ક્ષમા ચાહતાં બોલ્યા કે–' શેઠ સાહેબ ! માફ કરજો, અમારા ગામડા–ગામની દુકાન તો આવીજ હોય. કેવુંક લાગ્યું છે ? શેક મંગાવું ? '

' કાંઈ નહીં, કાંઈ નહીં. '

' મોટા ! શેઠ સાહેબ માટે જલ્દી ઠંડુ પાણી લાવ ! અને જો રસોઈ નામી કરવાનું કહેજે ! જલ્દી કરજે ! શેઠ સાહેબ ભૂખ્યા હશે ! '

મફતચંદે ' હશે ! ' જેવો શંકાસ્પદ શબ્દ વાપર્યો, પણ વસ્તુતઃ અત્યારે મારા પેટમાં દસ તસુનો મોટો ખાડો હતો, અને

એ ઢીંચણની આવશ્યકતા મને ન લાગી. મારી થડોથડ મફતચંદ શેઠનો પણ પાટલો નાખવાનો વિવેક મેં કરતાં, શેઠે સામો વિવેક કર્યો કે–'એ શું બોલ્યા? આપ અમારા મેમાન છો, અમે પછી જમીશું. અમારે શી ઉતાવળ છે! મોટા, હવે તાકીદ કર!'

સારું કોડા ઘડિયાળ જોતાં બપોરનો સવા વાગ્યો હતો. ત્યાં છપ્પન ભોગની સામગ્રીમાં એક થાળીમાં ફરમાસુ નવટાંકિયો બુંદીનો લાડુ, અને કોરે ગાંઠિયા તથા દાળનો કટોરો પીરસાયા. મને ક્ષુધા એવી વ્યાપી હતી કે અત્યારે ખાંડના કટકાને બદલે પાણાના બટકાં પણ પીરસ્યા હોત તો પણ મારી હોજરી તે આરોગી જવા તત્પર હતી.

'લ્યો, શેઠ! હવે ચાલતું કરો!' મફતચંદ બરાબર મારા બાજઠ સામા ગોઠવાઈને બેઠા. 'ભાઈ સાહેબ! માફ કરજો! અમારાથી પોંચાણું નહીં. ઘણોય દુધપાક કરવો હતો, પણ મારી સાળી–ઈ ગાય ટાંકણેજ વહુકી ગઈ છે. તમારા શહેરની પેઠે આંહી તો બાસુંદી–શિખંડ તૈયાર તો મળેજ કયાંથી?'

'કાંઇ નહી, કાંઈ નહી. મને મેમાન ગણશો નહી, મને રોટલો આપો તો હું તે વધારે પસંદ કરીશ.' મેં લાડવો ભાંગવાનો હજી તો આરંભ કર્યો હતો.

'અરરર! એ શું બોલ્યા મારા મહેરબાન! અમારું નાક કપાઈ જાયને! રોટલો તો ખાવોજ છે ને! તમે અમારું ઘર પાવન કર્યું. માબાપ! અમે તો પ્રભુનો પાડ માનીએ છીએ.'

'મારું ઘરજ છે ને!' પહેલું બટકું ગળામાં ઓળવતાં મેં જવાબ વાળ્યો.

'એ આપની સોટા' છે. શેઠ! આ રૂનું શું સળગી ગયું?'

'કેમ, શું થયું ?' હું હજુ મફતચંદની ગ્રામ્ય-ભાષા ઉકેલી શકયો નહોતો.

'વહુ અત્યારેજ છૂટે થયા. ભાઈ સાહેબ! અમારી મનની હોંશ મનમાં રહી ગઇ.

'કાંઈ નહી, કાંઈ નહી. એમાં શું ? મારે માટે ખાસ તસ્દી લેવા કારણ નથી.'

'અરરર! ભાઈ સાહેબ, એ શું બોલ્યા! એમાં તસ્દી શી ? અમારી તો ફરજ છે,

મફતચંદ શેઠનો શુદ્ધ અને નિખાલસ પ્રેમ જોતાં ધીમે ધીમે મને આ સ્થળ ફાવી જશે, અને પેટમાં કાંઇક પડયા પછી મન પણ પ્રફુલ્લ થશે, એટલે વિચારોના વહેન વહેશે, એમ મારી પ્રતિતી થઈ. અર્ધોક કલાક દુકાનમાં બેઠા બેઠા બગાસાં ઉપર બગાસાં ખાધાં, તે દરમ્યાન ગોળનાં માટલાં ઉપરથી ગણ ગણ કરતી માખીઓ, મારા નાક, નેત્રો, કપાળ અને કેશને સ્પર્શતાં, મને એ પણ અનુભવ થયો કે, શહેરી મક્ષિકાઓ કરતાં આ ગામડાની માખો પણ વસ્તીની પેઠે રુષ્ટપુષ્ટ લાગે છે; અને કેવળ ચ્હાપાણીથી પોષાયેલ મારા બદનનું રૂધીરપાન પણ વાંકીઆવદરના મફતચંદની માખોએ પૂરતા પ્રયોગ કર્યા છતાં મોળું લાગતાં. ત્યાં, 'કાકા! ગામ આવોને જરા!'–એમ શેઠના પુત્રે ઓટલા નીચેથી હાકલ કરતાં, પ્રાણાયામમાંથી હું જાગૃત થયો; અને જોયું તો પિતા-પુત્રે બજાર વચ્ચે ગુફતેગો કર્યા બાદ, 'શેઠ-પધારો!'–એમ મને નિમંત્રણ થતાં, હું તેમની પાછળ તેમને ઘેર ગયો.

જળના લોટા વડે હાથ પગ ધોઈ પાટલા ઉપર આસન કર્યું. સામો ઉંચો બાજઠ મૂકાણો. એક ઢીંચણીયું પણ રજુ થયું. પણ પાટલાની અંદર મારી પલાંઠીનો સમાવેશ થઇ જાય તેમ હોવાથી,

બટકું ચાવતાં પહેલાં સોનામાંથી ચાંદી, ચાંદીમાંથી તાંબા-પિત્તળ, અને છેવટે કોળીયો ગળે ઉતર્યો ત્યાં સુધીમાં સુતર-કાપડ-અનાજ-ખાંડ, અને મગ-મરી સુંઠ-હળદરના ભાવતાલ ચર્ચાણા. લાડવાનો અષ્ટમાંસ ભાગ ખાતાં અરધો કલાક, તો આખો પૂરો કરતાં કેટલો સમય જોઈએ તે ત્રિરાશી પ્રાથમિક શાળામાં પૂછવા જેવી છે. ગાંધીજી મૌનવાર પાળે છે, તેનું રહસ્ય હું અત્યારે સમજ્યો, પણ હું મહાત્મા નહીં હોવાથી મારૂં મૌન દીપે શી રીતે ?

ત્રીજું બટકું હજી નહીં ભાગ્યું હોય ત્યાં-' મોટા, જો તો ખરો ! તું જે ઘડિયાળ કહેતો હતો તે આવી જાતની કે કોઈ બીજી ! '-મોઢા તરફ વળતો મારો હાથ મફતચંદ શેઠે પકડી રાખી, તે કાંડામાં પહેરેલ ઘડિયાળ મોટાને બતાવવા માંડ્યું. જેમ જાણે મોઢે આવેલો કોળીઓ પાછો ખેંચતો હોય ! ઘરવટ જેવી ગ્રામ્ય-સભ્યતા શું આ પ્રકારની હશે ?

ઘડિયાળનું પ્રકરણ પત્યા બાદ હું પાછો ભોજનમાં ગુંથાવા માંડું છું, ત્યાં-

' શેઠ, માફ કરજો ! તમે મોટા માણસ ખાધે બહુ મોળા ! હજુ અરધો લાડવોય જમ્યા નથી. '

આ તો ચોર કોટવાળને દંડવા જેવો આક્ષેપ મફતચંદે મારા ઉપર કર્યો. હું જરાયે નખજમણો નથી. આવા બીજા અરધો ડઝન લાડુથી પણ મારી હોજરી સંતોષાય તેમ ન હતી.

' દાળ ઠરી ગઈ લાગે છે. મોટા ! બીજી ઉની ઉની દાળ લાવ ! ' મફતચંદ શેઠ નક્કર કરતા પ્રવાહીનો કંઈક વિશેષ આગ્રહ કરતા હતા. પણ એ દારુણ હોજખમાં આંગળી બોળવાની મારી લેશવટીક પણ ઈચ્છા નહોતી, જેથી નકારમાં મેં ડોકું હલાવ્યું.

મારું ધ્યાન ફાળીઆને વાગોળવામાં હતું, એટલે શું સંભળ્યું તે હું સમજી શક્યો નહીં, જેથી મેં પૂછ્યું–' કેમ ? '

' ત્યારે–આ સુંબઇવાળા મત આપે છે કે વધ્યે ભાવે વેચવું સારું છે. હારીસવાળાની મોટી લેવાણ છે, એટલે અમે ૨ વેચવા લખ્યું, તો ઉલટા ભાવમાં સાવ કપાઈ ગયા. '

' એ તો બજાર છે. ' મારે જવાબ દેવાની કશી ફરજ નહોતી, તો પણ વિવેક ખાતર આશ્વાસન દેવા નિમિત્તે દાળનો સબડકો લેતાં મેં કહ્યું.

' શું બજાર ? નહીં કાંઈ ઢંગ કે નહીં કશો ધડો ! અમે તેના આડા અવળા અર્થ કરી નાખવા ! બીજું શું ? કેમ શેઠ ! તમે કાં ગળગળા થઈ ગયા ? ' મારી આંખમાં ઝળઝળીઆં આવતાં જોઈ મફતચંદ શેઠે મને પૂછ્યું.

શું ઉત્તર દઉં ! સાચું કહી દઉં ! મારા મનમાં તો એમ થયું કે, ભાવ કપાણો તો તે સાથે તમે કાં ન કપાણાં ? આવી તીખી આગના ભડકા જેવી દાળથી મારા આખા અંગમાં ધ્રુજારી તો ન છુટત ! પણ મારો સ્વભાવ મૂળથીજ શરમાળ, એટલે નાક–આંખ લુંછી પ્રત્યુત્તર વાળ્યો કે–કાંઇ નહીં, કાંઈ નહીં, એ તો સ્હેજ...'

' ના, ના, શેઠ ! મારા સમ ! તમને પણ સોદામાં કાંઈ ખોટ આવી પડી છે કે શું ? '

ખોટ તો અત્યારે મારી હોજરીને આવતી હતી. તે ખાડો પૂરવાની જરૂર હતી. જેથી, લપસપ નહીં કરતાં દાળનું કામ એકકોર મળતું કરી, રસનેન્દ્રિયને ઠારવા માટે લાડુનું બીજું બટકું મોઢામાં મૂકતાં મેં કહ્યું કે–' ના, જી, શેઠ ! તેવું કશું નથી. '

' શેઠ ! આ સોદું ક્યારે સ્થિર થશે ? ' બીજો ગ્રાસ હજુ મોઢામાં ન મૂક્યો, ત્યાં વળી સટ્ટાબજાર ખડી થઈ.

'એમાં બાપડી પોલીસ શું કરે ? અંગુઠો કરડી ખાય ત્યાં લગી તો ઠીક, પણ દેહના જણ્યા મળું પણ વખતે ચૂંસી લ્યે છે. કાગળ કે નોટો રેઢી રાખી કે કરડી–કોતરી ખાય. હજી ગઇ કાલેજ આપણી પાડોશના દુકાનદાર ફુલાણીની એકસો રૂપીયાની નવી નોટ ખીસ્સામાંથી ગળીને ચાવી ગયા.'

ખીસ્સામાંથી હાથ નાખીને નહીં, પણ પેસીને નોટ કાઢી લ્યે, અને તે પણ નહીં વટાવતાં ચાવી જાય. આવી જાતના હરામખોરો તો સારા જોવા–જાણવા કે શેરલોક–હોમ્સની વાતોમાં પણ ક્યાંઈ વાંચવામાં આવેલ નહીં, એટલે હું તો દિગ્મૂઢ બની ગયો, અને સજજ થઇ પૂછવા લાગ્યો–'આવા હરામખોર વાંકીઆવદરમાં કોણ છે ?'

'ઉંદર–ઉંદર.'

અરરર ! વાંકીઆવદરની મક્ષિકા કરતાં પણ તેના મુષક મામા પણ ચાર ચંદાવા ચડી જાય તેવા લાગે છે ! પરભાર્યાં ગળાનો ટોટોજ પીસી લ્યે તેવા જબરા પ્રાણીની વચ્ચે હું ઘડી પણ કેમજ રહી શકું ! એક હિન્દીશાયરે 'ઉંદરાખ્યાન' નામક પોતાના કાવ્યમાં વાસ્તવિક કહ્યું છે કે—

'શેર હજારો જીસ્ને મારા, વોભી હારા ઉંદરસે;
પરમેશ્વરને મનુષ્યકા, અભિમાન ઉતારા ઉંદરસે.'

આ ઉંદરના ખ્યાલમાં હું પણ ઉંદરમય બની ગયો. મને કોણ જાણે કેવો 'ઉંદરવા' લાગુ પડયો કે, ભાતનો પહેલો કોળીઓ ગળામાં હજુ પૂરો ઉતર્યો નહીં હોય, તેજ ઘડીએ ઉબકો આવતાં, ઉલ્ટી પર ઉલ્ટી ચાલુ થઇ. મહતચંદ શેઠની મોગલાઇ બિરીયાનીમાં લવીંગ કેસરને ટક્કર મારે તેવી મક્ષિકા અગર મુષકની લીંડીનો વઘાર જીરવવા જેવી સારા જેવા કાચાપોચા–માનવીની તાકાત નહીં હોવાથી મારું ફક્કીનું ખાવણુ સુદ્ધાં બહાર નીકળી પડયું. વાંકીઆવદરનું તમામ અન્ન

'ત્યારે–આ લાડવો તો પૂરો કરવોજ પડશે. મારા સમ: શરમાશો નહીં.' વિશેષ લાડવાનો આગ્રહ તો બાજુએ રહ્યો, પણ આતો મફતચંદ શેઠે ચોકખી હદ બાંધી દીધી: તે હદમાંજ હવે મારે પરિક્રમણ કરવું રહ્યું લોકો કહે છે કે–'બોલે તે બે ખાય.' પણ આંહી તો 'બોલું તો બાર વાગી જાય તેમ હતું.' એટલે મુંગે મોઢે અવશેષ પૂરો કરવાની ઉતાવળમાં હું પડયો.

'મોટા! શેઠ સાહેબની પથારી-દુકાનના મેડા ઉપર મારી પાસેજ કરાવજો હો કે?' મફતચંદ શેઠ પાણીઆરેથી પાણીનો લોટો ભરીને, મારી સમીપ આવતા બોલ્યા.

મોટારી! પથારીનો અત્યારથીજ હુકમ થયો! એટલે સાંજના વાળુનો આમાંજ મારે સમાવેશ સમજી લેવો. ખેર! મેંડામાં જો શેઠ ભેગો પૂરાઈશ, તો મારૂં મગજ કેમ ચાલશે? માટે હવે તો મેં જરા હિમ્મત લાવીને કીધું કે–'મારે માટે બહુ તડખડ રહેવા દયો. મારે બેચાર દિવસ આંહીની ખુલ્લી હવામાં વખત ગાળવો છે. મને કોઇ એકાન્ત જગ્યા આપશો તો ચાલશે.'

'જગ્યા તો આપના પ્રતાપે ઘણી છે, પણ આપના જેવા મોટા માણસને તે ફાવશે કે કેમ?'

'મને શાંત અને સાદું જીવન વધુ પસંદ છે.' થાળી ચોકખી કરી, પાણીનો ગોટ લેતાં મેં કીધું.

'તે ખરું. પણ ભાઈ સાબ! અમારાથી તમને રેઢા રખાય કેમ?'

'કેમ! કોઇ ચોર–લૂંટારાનો આ બાજુ ભય છે?'

'અરે! ચોરને તો પોંચાય પણ ખરું. પણ આ હરામખોરેથી તો અમે હાથ જોડયા.'

'શેઠીઆનો કોઇ બંદોબસ્ત નથી?'

સત્વર માગણીના અરજન્ટતાર ને પરિણામે આકુળ વ્યાકુળ સ્થિતિમાં, એક મિનિટ અને આડીનવ સેકન્ડ હું સજ્જડ થાંભલા જેવો થઇ ગયો. બીજી મિનિટે ડંકા સાંભળતા, ટિકીટ-ઓફીસ તરફ દોડ્યો. ત્રીજી મિનિટે ટીકિટ ખરીદી. ચોથી મિનિટે ' ઓલ-રાઈટ ' ના અવાજ સાથે બાકીનું પરચુરણ સ ભાળીને ખીસ્સામાં મૂક્યું ન મૂક્યું ને ઓફીસમાંથી હરણની પેઠે છલાંગ મારી. અને પાંચમી મિનિટે સીસોટી સાથે ટ્રેન ગતિમાં મૂકાતાં, પ્લેટફોર્મની કોર ઉપરથી ચાલતી ગાડીએ, ' એ-એ-સમાલો-સમાલો '-એવા પોલીસ અને ગાર્ડના હોકારાની ગણના કર્યા વગર, આંખ વીંચીને, ચાવી દીધેલ બારણાની બારીમાંથી ઠેકડો મારી, ડબ્બાની અંદર ગોઠવાઈ ગયો. મારો નોકર માલો જે મારી પાછળ હડિયાહડી કરતો હતો, તે પાછો ખરેખર ગાડીમાં બેઠો છે કે નહીં તેની ફીકર કરતાં, અત્યારે તો લેખની ચિંતાથી મારૂં ચિત્ત ચીરાઈ ગયું હતું. જેથી ' કોઈ મૌલાબક્ષ લાગે છે '-એવી ડબ્બામાંથી કોઈએ ટકોર કરી, અને ડબ્બામાં આવી મારી ટીકીટ કોણે કયે સ્ટેશને તપાસી તેનું મને કશું પણ ભાન ન રહ્યું. ગમે તેવું અને ગમે તેટલું લખાણ આજ રાતમાં તૈયાર કરીને, આવતી કાલે અવશ્ય મોકલી આપીશ; એમ મેં મારા મન સાથે સજ્જડ ગાંઠ વાળી.

એક કલાકમાં તો સસરાજીના ગામનું સ્ટેશન આવ્યું. ગાડીમાંથી ઉતરીને હું મારા નોકર માલાની તપાસ કરવા લાગ્યો. માલો ડબ્બે ડબ્બે મને ખોળતો હતો; તેવી સ્થિતિમાં અમે બંને સામસામા અથડાઇ પડ્યા. સ્ટેશન બહાર નીકળી ભાડુતી ટાંગો કરીને અમે બંને સસરાજીની ડેલી આગળ જેવા ઉતર્યા, તેવા- એ-ફુવા આવ્યા ! ' ' એ-એતા આવ્યા ! '-કરતા છોકરાઓ અમારા આગમનનો ઢંઢેરો પીટાવતા ડેલીની અંદર દોડી ગયા.

અને પાણી, મુખ નાસિકા અને નેત્રોદ્વારા પેટમાંથી સાફ થઇ જતાં, અંગની ધ્રુજારી કાંઇક મોળી પડતાં, મીઠું અને તીખાંના દાણા ચાવતાં અને સ્વગત તત્ત્વજ્ઞાન ઉપજ્યું કે–

'જ્યાં ઉંદરડા દારૂ પીને, મસ્તાના થઈ ડોલે છે;
ત્યાં ઘડીએ નવ વાસો કીજે, એમ ભગતજન બોલે છે.'

તેજ ક્ષણે દુકાનમાંથી ચારી બેગ હાથમાં લઇ, મફતચંદ શેઠે પોતાની અધૂરી હોંશ પૂરી કરવા માટે શેઠાણીનો આગ્રહ કર્યા છતાં, અને ઉંદરના રંજાડ માટે ચારે બાજુ ચોકી ગોઠવવા, તેમજ હવે પછી આનાં કરતાં પણ ઉંચા પ્રકારની વાનીઓ પીરસવાની ખાત્રી અને લાલચ ઉપર લાલચ આપ્યા છતાં, વાંકીઆવદરના ત્રણ મગ્મા 'મક્ષિકા, મુષક અને મફતચંદ' શેઠને નવ હાથના નમસ્કાર કરી, એક માકું સ્ટેશને જતું હતું તેમાં લાગલો ચઢી બેઠો.

× × ×

'હત્ત તેરી કી! વાત તો સાવ સાચી! સફતચંદ અને તેનો મોટો દીકરો દુકાન હેઠળ બજાર વચ્ચે ઘુસપુસ કરતા હતા, તે ભેદ હવે સમજાયો. આ તો આબરૂના કાંકરા થવાનો વખત આવ્યો. અને તે પણ સસરાને ઘેર! જીવરામ ભટ્ટે પણ શ્વસુરને ત્યાં પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી, તો પછી આપણે પણ હવે થપાટ મારીનેય મોઢું લાલ રાખવું પડશે. મુછે તાવ દીધા વિના દોકડા એકનો થઈ જઈશ. મારા સસરા અને સાળો જમવા ઉઠવા આગ્રહ કરવા લાગ્યા, તેમ તેમ હું મોંઘો મોંઘો થતો ગયો. છેવટ મારા સાસુજી અને સાળીએ મારા પર હલ્લો કર્યો.

'લ્યો! હવે તાણ શું કરાવો છો? ઉઠોને!'

'ના.'

'અમારા ઉપર મેરબાની તો છે ને?'

'હા.'

'ત્યારે કપડાં ઉતારોને!'

'ના.'

'દુધપાક તમને ભાવે છે કે નહીં?'

'હા.'

'તો પછી મારા સમ. ચાલોને! જરા દુધપાક ખાજો!'

'ના.'

'પેટમાં કાંઈ ચૂંથાય છે?'

'હા.'

'તો મને મરતી દેખો–જરા ગરમાગરમ કચોરી ખાજો!'

'ના.'

'આજે કાંઈ એકાસણું કર્યું છે?'

'હા.'

ઘરમાં જતાં સાસુ-સસરા, અને સાળા-સાળીએ મને ઘેરી લીધો. 'આમ-અચાનક! કંઇ ખબર પણ નહીં! એકલા કાં આવ્યા? બાપુને હવે કેમ છે? બેબીને સાથે કાં ન લાવ્યા? અમારું સંપેતરું પોંચ્યું'તું ને?'–ઈત્યાદિ ઈત્યાદિ પ્રશ્નોના ઉત્તરો સંક્ષેપતમાં પતાવવામાં આવ્યા. 'આજ મેમાન આવવા જોઈએ, એમ સવારે ડેલીમાં કાગડો બોલતો હતો; જેથી હું તો જાણતી હતી.' મારી સાળીએ પંખીની ભાષાના આધારે જ્યોતિષ જાહેર કર્યું. 'હજુ હમણાંજ તમે યાદ આવ્યા'તા. ઘણું આયુષ્ય લાગે છે. તમને ભાવે છે તે ચોળીની કચોરી બનાવતી હતી ત્યારેજ મારા મનમાં ઉગ્યું કે આજ મેતા આવે તો કેવું સારું!' મારા સાસુજીએ વ્હાલપની ખાણ ખાલી કરી. 'પાટલા તૈયાર છે. જલ્દી જમવા ચાલો'–એવી ફરમાશ થતાં, હું હજી વિચાર કરું છું ત્યાં મારા સસરાજીએ પૂછ્યું–'સીધા આવો છો કે કોઈ બીજે ગામથી?'

'અત્યારે વાંકીઆવદરથી આવું છું.' મેં જવાબ દીધો

'વાંકીઆવદરમાં વળી કોને ત્યાં ગયા હતા?'

'મફતચંદ શેઠને ઘેર...'

'અરે! એ નાગડાને ત્યાં તમે ક્યાં જઈ ભરાણા?'

'કેમ?' હું જરા પાછો પડયો.

'એ મફતીઓ તો રોટલાનો મોટો ચોર ગણાય છે, એટલે તે 'નફટચંદ' તરીકેજ ગામમાં પંકાય છે. 'પારકે ઘેર ધમો મંગળ, અને પોતાને ઘેર બાધા સુંહળ' કરવાવાળો છે. તેની છાપ એવી કે કોઈને ત્યાંથી લાડવો એક મગાવે, તેમાં અરધો પાછો આપવાનો લખાસ રાખે. તમે તેને ત્યાં કેમ પોપાણા? તમે એને ઓળખ્યો પણ નહીં?'

કર્ણેન્દ્રિયપર પડયો નહોતો. ઢોલિયામાં પડયા પડયા મેં આંખો મીંચી. પંદર મિનિટમાં તો જીવ જાણે ઉંડો ઉતરી જતો હોય, અને હૃદય જાણે બંધ પડવાની તૈયારી કરતું હોય એમ મને લાગ્યું. અત્યારે ક્ષુધા પણ એવી કકડીને વ્યાપી હતી કે, દુધપાકના કડાયા ભરી ભરીને મૂકો તો હું દેશાણ ભેંસની માફક ઉભો ઉભો ચસચસ પી જાઉં ! પેટ ભર્યું તો મન ભર્યું, મન ભર્યું તો મગજ ભર્યું, અને મગજ ભર્યું તો કલ્પના કે તર્ક પણ આવે. આજે કોણ જાણે કેવા શુકને વાંકીઆવદરમાં પગ મેલ્યો કે છઠ્ઠીનું ધાવણ નીકળી જતાં નકોરડો ખેંચવો પડયો. ખાલી પેટે હવે મને અંધારાં આવતાં હતાં. બજારમાં જઈ કોઇ કંદોઈની દુકાન ખોલાવું ! પણ જવું કેવી રીતે ? અને કયાંથી ? દાદર ફકત એકજ. તે પણ નીચેના ખંડમાં જયાં અત્યારે સસરાજી સૂતેલા છે ત્યાં પડે છે. ઓશરીમાં બારોબાર બીજી સીડી રાખવામાં શું ખોટ જતી હતી ! ધારો કે ચૂચબૂચ આગ લાગી, તો એકજ દાદરથી કેટલી સંકડામણ આવી પડે ! મેમાનને આમ બંધનમાં જકડી રાખવા જેવી મકાનની આવી બાંધણી મ્યુનિસિપાલીટીવાળા કેમ ચલાવી લેતા હશે ! મેં સસરાજી અને સુધરાઈ ખાતા ઉપર ખૂબ રોષ કર્યો ! પણ તેથી મારો દા'ડો શો વળ્યો ?

એટલે સાળાને જગાડયા સિવાય હવે છુટકો નહોતો. બારણું ખોલીને ઓશરીમાં જોઉં છું તો બેટીનો બાપ, ભગરી ભેંસની પેઠમ ઘોર્યા કરતો હતો. મેં બેત્રણ ધીમા અવાજે તેને બોલાવ્યો, પણ કુંભકર્ણ એમ જાગેજ શાનો ! તેના પગના અંગુઠા હલાવ્યા, તો જાણે મચ્છરનો ચટકો ધારી, પગ સંકોચવા લાગ્યો. ડાબે પડખે ઘોંકો માર્યો તો, જમણે પડખે ફરી ગયો. જમણે પડખે આંગળી અડાડી તો 'ઉ–હું' કરતો ડાબે પડખે થઈ ગયો. તેનો હાથ ખેંચીને હલાવ્યો તો, 'ના, ના, ના, હવે નંઈ લઉં ! '–એમ બોલ્યો.

'ત્યારે મારો દા'ડો ખાજો ! જરા દુધ કે ચા લ્યો !'

'ના'

મારા સસરાએ વચ્ચે પડીને મારા સાસુજીને સમજાવ્યા કે-'મફતચંદે બહુ જમાડ્યા હશે, એટલે પેટમાં મારગ નહીં હોય! તો પછી એમને કોચવોમાં. કાલે જમાઈરાજને ખૂબ તાણુ કરીને જમાડજો. અત્યારે થાક લાગ્યો હશે, એટલે એને આરામ લેવા દયો.' પરિણામે પ્રશ્નોત્તરી બંધ પડી, અને હું મેડી ઉપર ગયો.

કપડાં ખીંટીએ ઉતારી, જરા ઢોલીઆ ઉપર આળોટયો. પાછો ઉઠીને ટેબલ પાસે ગયો. લખવાના તમામ સાહિત્યો ત્યાં તૈયાર પડયાં હતાં. કલમ હાથમાં લીધી, શાહીમાં બોળી. લમણે આંગળી મૂકી પણ મગજમાં કોણ જાણે શું ભુસું ભરાયેલું કે વિચારવટિકે ન પણ આવ્યો. વળી ઢોલીઆમાં ઢળ્યો. આંખો મીંચી. શારદાદેવીનું સ્મરણ કર્યું, પણ દેવીએ તો રૂસણાં લીધેલ જણાતા હતા! લેખ સવારમાં મોકલી દીધેજ છુટકો હતો. રાતમાં ગમે ત્યારે સરસ્વતી માત પ્રસન્ન થશે, અને કલ્પનાની ધારા છૂટશે, તે હું કાગળ ઉપર ઝીલી લઈશ. કવર તો તૈયાર કરી રાખું! પાછો ઉઠયો, ખાનામાથી કવર કાઢયું. ટીકીટવાળુંજ હાથ આવ્યું. શીરનામું કર્યું. કાગળ કવરની અંદર તૈયાર રાખ્યો. ફક્ત કાઢવા-નીજ ખોટી! મગજને સ્વસ્થ તથા શાંત કરવા માટે પલંગ પર પાછો પડ્યો. વળી પાછો ઉઠયો અને બત્તી ઝાંખી કરી.

આમ બેસ ઉઠ કરતે કરતે લગભગ ચાર કલાક કાઢયા અને ઘડિયાળમાં બારના ટકોરા થતા સાંભળ્યા. ઘેર તથા પડોશમાં સર્વત્ર સોપો પડી ગયો હતો. મેડીની ઓશરીનાં માળાના નરકોરાના ઘૂઘવાટ કે ખપેડામાં ઉંદરના ચૂંચવાટ, કે હેઠળ બિલાડીના ખખડાટ અને વખતે વખતે કુતરાના ભસવાટ સિવાય બીજો કશો અવાજ સારી-

'શેઠ! હમણાં જો નીચે જઇને જગાડીશ તો નાહક ફેરો થશે. તેના કરતાં હરકત ન હોય તો એક રસ્તો મને સુઝ્યો છે તે બતાવું?'

'શું—છે'?'

'આ ઓશરીમાં પેલું જાળીયું છે, તે જાળીયું રસોડામાં પડે છે. જાળીયું નીકળી શકે તેવું છે. આભડછેટનો સવાલ છે, એટલે મારાથી અંદર ન ઉતરાય. માટે તમે જો એ બાકોરામાં થઈ રસોડામાં ઉતરવાની હિમ્મત કરો તો, તેમાં બધું ખાવાનું મળશે. પેટ ભરીને ખાઇ લેજો. કોઈ જાણશે પણ નહી.'

મારો નોકર સાલો 'નમાલો' નહી, પણ 'માલવાળો' હતો; તેની મને તો આજેજ ખબર પડી. મને તેની યુકિત બહુજ ગમી. મારે શી રીતે નીચે ઉતરવું અને પાછું ઉપર કેમ આવવું, તે વિશે ખુલાસો માગતાં તેણે સ્પષ્ટીકરણ કર્યું કે, 'આ જાળીયું કાઢી લેશું, પછી પેલી રસી પડી છે, તે ઝાલીને બાકોરામાંથી હેઠળ ઉતરજો. પેટ ભરીને ખાધા પછી રસી હલાવજો. રસીનો છેડો મારા અંગુઠા સાથે બાંધી રાખીશ, એટલે મને ચેતવણી મળશે કે તરતજ તમને ઉપર ખેંચી લઈશ.'

સાલાની યોજના તદ્દન સરળ અને એકદમ સલામત હતી. 'સમય વર્તે સાવધાન'નું સૂત્ર લક્ષમાં રાખી પેટને ખાતર અત્યારે શરમને નેવે મૂકી આસ્તેથી હું બાકોરામાં પ્રવેશ્યો. અને જેમ ઘડાને ઉપરથી ઊંડા કુવામાં નાખે તેમ, સાલે મને રસીવતી રસોડામાં ઉતાર્યો. અંધારામાં રસોડાની ચતુર્સીમાનો કશો ખ્યાલ આવે એમ નહોતું. મારું પ્રથમ કાર્ય રસોડાના બારણાં અંદરથી બંધ રાખવાનું હતું. કારણ, રસોડાના બે બાર—એક ઓશરીમાં, અને બીજું ઓરડામાં,—કે જ્યાં સસરાજી સૂતેલા હતા, ત્યાં પડતું હતું. જરા

ઓત્તારી! માલાએ દૂધપાક ખૂબ ઉડાવ્યો તેનું દિગ્દર્શન ખડું થતું લાગે છે! અને તાણ થતાં, હવે વધારે નહી લઉં, એમજ તે સ્વપ્નમાં બકબકાટ કરે છે! મને માલીઆ ઉપર ઘણોજ ગુસ્સો ચડ્યો. છેવટ તેને કાને મેં ચીમટી લીધી, તેવો 'અ–હં–હં–હં, કોણ છે?'–કરતો તે સળવળ્યો.

'માલીઆ! જાગતો કેમ નથી? કયારનોયે બોલાવું છું છતાં! એ તો હું છું!'

'માબાપ! સુવા દોને!'

'સુજે પછી! મને ઉંઘ નથી આવતી. ઉઠ ઉભો થા!' મેં તેનું કાંડું ઝાલી પથારીમાંથી ખેંચ્યો.

'કાં શેઠ! અત્યારમાં કેમ જાગ્યા? સવાર પડી ગયું?' માલે આળસ મરડી આંખ ચોળીને મારા સામું જોયું.

'સવારને તો હજુ ઘણી વાર છે. માલા, મને બહુ ભૂખ લાગી છે.'

'તી–ઈ! હું શું કરું.?'

'ગમે તેમ કર, પણ મને ખાવાનું લાવી આપ.'

'અરે શેઠ! તમને કેટલી બધી તાણ કરતા હતા, ત્યારે કાં ન જમ્યા? કેવી મજેની રસોઈ થઇ હતી! કચોરી શું સ્વાદવાળી હતી! દૂધપાક તો બદામ પીસ્તાથી ભરેલો, મગજ તરબતર થઇ જાય તેવો હતો.'

હું જાણતો હતો કે શરમે ને શરમે હું પૂરેપૂરો ગાભણો બની ગયો હતો, પણ મારી એ મૂર્ખાઇનો ખેલ નોકર માણસ પાસે ખુલ્લો કરવામાં શોભા નહીં, એટલે મેં પતાવ્યું કે, 'માલા! એ તારે જાણવાનું કાંઈ કારણ નથી. અત્યારે ભૂખે મારું માથું ફરી જાય છે. તેનો ગમે તે રસ્તો કર.'

આવવા લાગ્યો, તે સમાવી દઇને, ઠામ–વાસણો પાછાં આસ્તે આસ્તે જેમ તેમ આરીઆમાં ગોઠવી, ઉપર જવા માટે મેં રસીનો છેડો હલાવ્યો.

માલો બાંકોરાંના મુખ નજીક મારી રાહ જોઇને ઉભો હશે એમ માની–' માલા ! તાણ '–એમ આસ્તેથી તેને સંજ્ઞા કરી. અને હમણાં ખેંચી લેશે તે આશાથી રસી બે હાથે મજબૂત પકડી પગની એડીઓ ઉંચી કરી. પણ હું ખેંચાણો નહી. એટલે ' માલા ! તાણ ! ' એમ ફરીને મેં તેને ત્રણ ચાર ધીમા પડકાર કર્યા. પણ કશો ઉત્તર મળ્યો નહીં. મેં રસીને ઉપરાસાપરી હલાવ્યેજ રાખી, અને સ્હેજ ઉંચે સાદે ' **માલા–તાણ !** '–એમ પડકાર્યેંજ રાખ્યું.

' અરે ! આ શું બોલે છે ! ઉઠોને ! ' સાસુજીને કોણ જાણે આજે જ કેવો અજંપો થઇ આવ્યો, કે જરા જરામાં સળવળે અને કાન માંડે.

' બોલે શું ! મિંદડી–બિંદડી હશે ! જરા સીસકારોને એટલે ભાગી જશે ! ' મારા સાસરાજી ખાટલામાં પડખું ફેરવતે સૂચના કરતા હોય એમ લાગ્યું.

' હવે મિંદડી–મિંદડી શું કરો છો ? મિંદડીનો અવાજ હું ન જાણી શકું ? કાંઇક બીજું જ બોલે છે. ઉઠોતો ! '

મારા પગમાં તો ધ્રુજારી વછૂટી. પરસેવો વળી ગયો. હું સ્તબ્ધ થઇ ગયો, એટલે ' કાંઇ નથી, સૂઇ જાઓ '–કહી મારા સસરાજી તો પાછા પડખું ફેરવી ગયા. હવે મારે કરવું શું ? માલીએ કાંતો મને પૂરેપૂરો બનાવ્યો, યા તો દૂધપાકના ઘેનમાં તેના પ્રાણ વળી ગયા. અત્યારે મારી આખી ખોપરી એવી ધગધગતી હતી કે માલીઓ જો હાથમાં આવે તો તેની આખી ખોળ ઉતરડી નાખું ! આ બન્ધન માંથી હું કેવી રીતે મુક્ત થાઉં ? બીજો એક ઉપાય નથી. રસ્તાના

ખખડાટ થયો કે સાસુ–સસરો જાગે, અને વખતે બારણું બહારથી ખોલીને અંદર આવે, તો મારી રેવડી દાણાદાણ થઈ જાય! માટે પ્રથમ ભીંત ઉપર હસ્ત ફેરવતાં બન્ને બારણાંની સાંકળો અંદરથી મજબૂત રીતે હળવેથી ચડાવી દીધી. ત્યાર બાદ ફરીને હાથ ફેરો કરતાં ત્રીજું બારણું આવ્યું. ખાત્રી કરતાં ભીતમાં જડેલો તે આરિયો યાને કબાટ હતો તે આસ્તેથી ખોલી, કાંઈ પણ ખખડાટ ન થાય તેટલા ખાતર, પોરવારે એક પછી એક ઠામ હાથમાં લઈ, હળવે હળવે હેઠળ મૂકી, તેમાંની ચીજો હાથવતી સ્પર્શી અને જીભ વડે ચાખી તીખું, કડવું, કે ખાટું ખોરૂં થુંકી નાંખી, ગળ્યું કે ખારૂં ગળે ઉતારવા લાગ્યો. એક તપેલું અંદરથી નીકળ્યું. આસ્તેથી ઉપાડતા છતાંયે, તે ઉપરનું છીબુ ખસી જઈ હેઠળ પડતાં, ઝાંઝ–પખાલની જેમ રણકતાં, જાણે જાપાન કે બિહારનો ધરતીકંપ થયો હોય તેમ મારો તો જીવ ઉંચો થઈ ગયો.

'એ–આ શું ખખડયું?' પડખેના ઓરડામાંથી મારા સાસુ-જીનો સાદ નીકળ્યો. 'મિંદડી હશે. બીજું શું હોય!' સસરાજીએ જવાબ વાળ્યો.

એ સાંભળી મારાં તો રૂંવાડા ઉભા થઈ ગયાં. છીબાને ફેર ફેદુડી ફરતું અટકાવીને હું જરાવાર થોભી ગયો; અને મારા સાસુજી ખાટલામાં પડયા પડયા બિલાડીને મોઢેથી હાંકવા જેવો સિસકારો કરીને પાછા શાંત થઈ ગયા; એટલે હળવેથી તપેલામાં હાથ બોળીને આંગળી ચાટી તો દુધપાક લાગ્યો. અત્યારે મોટેથી સબડકા બોલાવવા નો કાંઈ સમય નહોતો, જેથી ચ્હા પીવાની પાશ્ચિમાત્ય પદ્ધતિ અનુસાર આખું તપેલું મેં મોઢે માંડયું. એક બીજા વાસણમાં કાંઈક કચોરી હતી. તે પણ ખાઈને દશ ગોળ દડા લાગ્યા; જરા ચાખતાં મિનિટમાં ભોજન–કાર્ય નિર્વિઘ્ને પતાવ્યું. પેટ ભરાતાં ઓડકાર

અને લાકડીઓ સાથે ભેળા થઈ ગયા. કોઇ કહે કે—'આ હત્તામાં ચરીતર થાય છે.' કોઇ કહે કે—'પિતરુ નડતા હશે!' કોઇ કહે કે—'ભૂત–ભૂત શું હોય! કાંઇ જનાવર હશે!' મારા સાસુજી બોલ્યાં કે —'ચોક્કસ ભૂતજ છે. ફરફરાટી બોલે છે, અને 'માલાતણ'—'માલાતણ' જેવું કાંઇક થાય છે. મેં કાંઈ નહીં તો તો દશબાર વાર મારે સગે કાને સાંભળ્યું હશે!' એ સાંભળી બૈરાં–છોકરાં તો થરથર કાંપવા લાગ્યા. ત્યાં એક જણે ટમકું મૂક્યું કે—'ખરી વાત છે. ઘુવડની જાતનું એક પંખી થાય છે, તે 'બાલાતન–બાલાતન' બોલે, ત્યારે પંખીમાંથી બાળકનું રૂપ બની જાય છે. અને આપણે જો પાસે જઇએ તો, પવન થઈ હવામાં ઉડી જાય છે. 'બાલાતન' નો અવાજ જે સાંભળે તેનું તો સુડ નીકળી જાય.' મારા સાસુજીએ મારા સસરાજીને ઉધડા લીધા કે—'હું તમને કેટલા દિવસ થયાં કીધા કરૂં છું કે, આપણા ઘરમાં કાંઈક નડતર–બડતર જેવું છે. છોકરાં સાજા માંદાં રહ્યાં કરે છે, વહુ પણ વખતે ગૂસસૂમ જેવી થઈ જાય છે. બામણને બોલાવી જાપ જપાવો, પણ તમે કાનજ ક્યાં દીધા છે?' એક બે હિમ્મતે–બહાદૂર બોલી ઉઠયા કે—'ગમે તે થાય, પણ રસોડાના બારણાંને ધક્કો મારીને પણ ખોલવાં જોઇએ.' મેં અંદરથી સાંકળ ચડાવેલી, એટલે પગ કે હાથના ઠોંસા છતાં બારણાં ઉઘડેજ શાનાં! એટલે છેવટ સુથારને બોલાવી બારણાં ઉઘડાવવાનો નિર્ણય થયો.

હવે મારા કયામતની ઘડી નજીક આવતી હોય એમ મને લાગ્યું. હરામખોર માલીઆએ આખરે મારૂં મોત બગાડયું. આટલા જોરથી કેટલાં વખત થયાં રસી ખેંચ્યાં છતાં એ કાફરે ન ગણકાર્યું. આ સુથાર આવ્યો અને હમણાં ખેડવશે. ધરતી મારગ પણ નથી આપતી કે તેમાં પેસી હું મારૂં મોઢું છૂપાવું! મને મારા સાસરીઆ

બન્ને બારણાની સાંકળો બહારથી ચડાવેલી હતી. જેથી એકે બારણું ઉઘડી શકે એમ નહોતું. સરકસના ખેલાડીની માફક મારૂં અંગ વળી શકે તેમ નહોતું કે પંદર ફીટની ઉંચાઇએ મારી મેળે ચડી શકું. વખતે તેવો પ્રયોગ કરવા જાઉં તો હાંડકાં-પાંસળાંનો ચોકખો ખુરદો થઈ જાય તેવું હતું. હું ગભરાઇ ગયો. મારૂં હૈયું ભરાઈ આવ્યું, અને હમણાં પોક મૂકીશ એમ લાગ્યું. મેં પ્રભુના નામનું સ્મરણ કર્યું. માનતા માની, બાધા રાખી, અને પુનઃ હિમ્મત લાવી માલાને જગાડવા માટે રસી પૂરજોશથી હલાવવા માંડી. અને 'માલા-તાણ' -માલા-તાણ! '-એમ જરા વધારે ઉંચ્ચા સ્વરે આરડવા માંડયું.

'એ—ઉઠોને! આ શું બોલ્યા કરે છે?' મારા સાસુજીની વારે વારે થતી વિનવણીથી સસરાજી પણ આળસ મરડી આખરે જાગ્યા, અને ફાનસ સતેજ કરીને પ્રથમ તો તેમણે ઓરડામાં ચોમેર તપાસ્યું. બિલાડી કયાંઈ ભરાઈ નથી બેઠી એવી ખાત્રી કરીને 'આ અવાજ કયાંથી આવે છે?'-એમ મારા સસરા બોલી ઉઠયા. 'મને તો રસોડા તરફથી આવતો હોય એમ લાગે છે—' મારા સાસુજીએ કીધું. 'ત્યારે રસોડાનું બારણું ઉઘાડીને જોઈ આવોને?' 'વોઇમા! હું ન જાઉં! મને તો બીક લાગે છે. તમે જાવને!' મારા સસરાએ ઓરડામાં પડતા બારણાંની સાંકળ ઉઘાડી બારણાંને હડસેલો મારતાં ન ઉઘડયું, એટલે—' શું બારણું બંધ થઈ ગયું? વોઇમા! ભૂત!'— કરતાં જીવ લઇને મારા સાસુજી તો ચીસ પાડતાં ઓરડાની બહાર નીકળી ગયાં. તેની પછવાડે મારા સસરાજી પણ મુઠી વાળીને નાઠા. અને '**ભૂત-ભૂત!**' ના પોકારો અને ગોકીરાઓથી આખું ઘર ભડકીને જાગી ઉઠયું. બાળકો ઘોડિયામાં કકળાટ કરવા મંડયાં. શેરીનાં કુતરાં ભસવા લાગ્યાં. 'શું છે? શું છે?' કરતા આડોશી-પાડોશીઓ પણ ઓસરીમાં ડાંગ

વવા લાગ્યા. પછવાડે પ્રેક્ષકો પૈકી કોઈએ ભડકો આકાશમાં ઉડી જતાં જોયાની વાત ફેલાવી. તો વળી કોઇએ ઝીણું પંખી ફરરફર-ફરરરરર કરતું ઉડી જતાં નજરો નજર જોયાની ખાત્રી આપી ને છાતી ઠોકી. 'બધા ચરકો છો શું?' કહેતાં માલો ધક્કામુક્કી, ગડદાપાટુ, ઠોંસાઠોંસી કરતો સૌથી પ્રથમ રસોડામાં પ્રવેશ્યો. તેની પાછળ કેટલાક ખટલુવાધ પણ અધરણીના પગલાં ભરતા ભરતા, શરીર આખું સંકોચતાં દાખલ થયા. રસોડાની ભીંતમાં કયાંઈ પણ કાંકુ નહોતું, એટલે ચોર-ડાકુની દલીલ તો ચાલી શકે તેમજ નહોતી. ભીંત-કબાટ તપાસતાં અંદર વેરણ છેરણ અને વેરવીખેર ભાળીને 'ભૂત' ની વાતને સમૂહે બહુમતે અનુમોદન આપ્યું.

લોકો વીખરાઇ ગયા, ત્યારે પરોઢના ૭ વાગ્યા હતા. બધા કરતાં મારા સાસુજી 'આલાતન' નો અવાજ કાનો કાન સાંભળેલો હોવાથી ઉજળાં પૂણી જેવાં દીસતાં હતાં. રસોડામાં ધૂપ અને ઘીનો દીવો રાખવામાં આવ્યો; અને રસોઈ માટે બીજી ઓરડી નિર્ણિત થઈ. સવારના પહોરમાં ઓઘડ જોશીને મારા સસરાજી બોલાવી લાવ્યા. પ્રાચી-પાટણને પીપળે મુંડન કરાવવા જતાં પહેલાં હાલ તો તાત્કાલિક ચંડી-પાઠ ચાલુ કરવાનો નિર્ણય થયો. મારૂં હૃદય પૂરેપૂરૂં ડંખતું હતું, એટલે હવે રોકાવામાં માલ નહી હોઈ, મેં સસરાજીની રજા માગી. 'અમે તો અત્યારે પૂરા દુઃખમાં ડૂબી ગયા છીએ. અમારે માથે તો અત્યારે આખું આભ તૂટી પડયું છે. તમારી કાંઇ પણ સરભરા કરી શકયા નથી'-મારા સાસુજીએ ગળગળાં થઈ આંખમાં ઝળઝળીયાં લાવી માફી માગી. મોટેરાંઓને આશ્વાસન આપી, સવારના આઠની ગાડી પકડી હું માલાની સાથે ઘેર પહોંચી ગયો.

રસોડામાં પોષેલ મૂળા જેવો બાળશે તો મારી તો આબરૂ અને મોટો સદાબરો લૂંટાઈ જશે. આવી રીતે તો જીવવા કરતાં મરવું ભલું. એટલે જે વખતે સુથારોએ 'ઠોકો–ઠોકો' ના બૂમ–બરાડા સાથે બારણા ઉપર હથોડાના ઘા પાડવા માંડયાં, તેજ વખતે ગળે ફાંસો ખાવા માટે હું રસીની ખેંચતાણ કરવા લાગ્યો; અને જે ઘડીએ બારણાં ફટોફટ ફાટવાની ચરેરાટી અને ટોળામાંથી અરેરાટી થતી હતી, તેજ ક્ષણે સ્તંભ ફાટતાં જેમ શ્રી નૃસિંહ પ્રભુએ પ્રકટ થઈ હિરણ્યકશ્યપુનો સંહાર કરી ભક્ત પ્રહ્લાદજીનો ઉદ્ધાર કર્યો, તેજ પ્રમાણે બારણાં ફાટવાની સાથેજ શ્રીહરિએ અંતરિક્ષ પધારી કુંભકર્ણ માલાની જીવલેણ નિદ્રાનો સંહાર કરી મને ઉગારી લીધો.

એક સામટો શોરબકોર, લાકડાની ચરેરાટી, બાળકોની અરેરાટી, હથોડાની ઠોકાઠોક, અને રસીની ઉપરાઆપરી ખેંચતાણને પરિણામે માલો ભડકીને જાગૃત થઈ ગયો. અને જે વખતે બારણાં ફાટવાં લાગ્યા તેજ ક્ષણે તેણે હડી કાઢીને મને એકદમ ઉપર ખેંચી લીધો. અને જે ઘડીએ બારણાં તૂટીને ધડોધડ હેઠળ પડયાં, તે વખતે તો હું ક્ષેમકુશળ ઉપર ચડી ગયો. જાળી પાછી જેમની તેમ આબાદ ગોઠવી, રસી પાછી સંકેલી, તેને ખુણામાં પાછી ધકેલીને માલાએ મારા પ્રત્યે બે હાથ જોડયા; અને પોતાની જુવાનીના આકરા સોગંદ ખાધા. નિદ્રા વેરણ થઈ ત્યાં માલાને ઠપકો આપવાપણું નહોતું, એટલે જાણે કશુંજ બન્યું નથી એમ કરીને હું દાદર વાટે હેઠળ ઉતરીને, 'શું થયું ? શું બન્યું ?'–કરતો લોકોનાં ટોળામાં ભળી ગયો.

આખરે રસોડાના બે બારણાં ટપોટપ પડયાં, પણ અંદર પેસવાની કોની હિમ્મત ચાલે ! કેટલાક ફાનસો ઉચા કરી, ડોકનો ભાગ બારણાંની અંદર માત્ર એક તસુ આગળ વધારી, પણ શરીરનો બાકીનો ભાગ બહાર રાખીને રસોડામાં આડી તેડી–આમ તેમ નજર ફેર-

૨

# મિજાજ કે મીજાઝ?

મનુષ્ય માત્રને કાંઈને કાંઈ વ્યસનના લફરાં લાગેલાં હોય છે. મારૂં પણ તેમજ છે. કોઈ શબ્દ મારી કર્ણેન્દ્રિયપર અથડાય તો, લાગલી તેની વ્યુત્પત્તિ કે મૂળ ખણીને ખોદી કાઢવાની મને તત્ક્ષણ ચેળ ઉપડે છે. તેમ કરતાં વખતે ઉંડા પાણીમાં ઉતરી જવાય, અને વખતે ખુંચી જવાય એવી પણ મુંઝવણ ક્વચિત ક્વચિત સાલે છે. 'મિજાજ કે મીજાઝ?'–એની વ્યુત્પત્તિ હમણાં મારા મગજમાં ઘૂમ્યા કરે છે. એ ઉર્દુ છે કે આરબ્બી? 'મિજાજ ગયો' –એમતો બંગાળ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, ગૂજરાત, પંજાબ, રાજપુતાના, યુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત વગેરે વગેરે પ્રત્યેક પ્રાન્તમાં સંભળાય છે. એટલે–'મિજાજ' સર્વ વ્યાપી જણાય છે. 'મિજાજ ગયો' –'મિજાજ ખોયો'–એમ બધે કહેવાય છે. એ જોતાં તે નરજાતિ તો અવશ્ય છે જ. પણ એ જાતનો નર ક્યાંય પણ દૃષ્ટિગોચર થતો નથી, તો પછી એ માથાવાળો માનવી છે કે માથા વિનાનો, ચેતન છે કે જડ, દૃશ્ય છે કે અદૃશ્ય, તેની શોધખોળમાં હું અટવાયા કરૂં છું.

વખતે તે નર નીચલા વર્ગમાં વસતો હોય, એમ ધારી પ્રથમ હરિજન વાસમાં આંટા માર્યા. ઉકા ભંગીના ઘર પછવાડે ઉભા રહી તપાસ કરી, તો ઉકલો અને ઉકલી સામસામા બાઝતા જણાયા. ઉકલો

**નોટ:**–પાંચમે રોજ તંત્રીજીનો પત્ર આવ્યો કે– 'કોરો કાગળ નીકળ્યો છે, તો ભૂલથી લેખ પડયો રહ્યો હોય તો વળતી ટપાલે રવાના કરશો.' એ પ્રમાણે તેમાં સૂચન હતું. શિરનામાવાળો કાગળ જેમનો તેમ મારા સાસરીયાંને ત્યાંથી ટપાલમાં પડેલો હોવો જોઈએ, એમ હું બરાબર કલ્પી ગયો. મારી મૂર્ખતાનું વિશેષ પ્રદર્શન જાહેરમાં પ્રદર્શિત કરવા **હવે** મારી બિલકુલ ઇચ્છા નહોતી. તેથી **અ**ધિપતિ રાજને મેં વળતો જવાબ લખ્યો કે–'**એ 'કોરો કાગળ' છતાં 'બોલતો કાગળ' છે. કોરા કાગળે મતું મારવામાં વિશ્વાસ અને શ્રદ્ધા પ્રતિ જો 'કોરા–કાગળ' જેવી સ્વચ્છ અને સાફ દાનતને બદલે, 'કોરા કાગળ' માં કાળા ટપકાં જેવો દીલમાં ડાઘ રખાય. તો આ સંસાર–વ્યવહારમાં કેવાં અનિષ્ટ પરિણામો નિપજે, એજ મારો લેખ આ 'કોરા–કાગળ' રૂપે રજુ કર્યો છે.'**

ઉતરી પડે છે? અગર તે કંઈ તેઓનો અંતરનો સગો કે સ્નેહી છે કે, જે તેના સ્થાનેથી ચલાયમાન થતાં આ લોકો ઓડનું ચોડ કરી નાખે છે?

મહા મુશ્કેલીએ એકવાર એક મહાત્માનો હિમાલયના પુણ્ય પ્રદેશમાં ભેટો થઈ ગયો. તેમના ચરણ ચાંપી, બે હાથ જોડી ને મહાત્માને મેં પૂછ્યું— "ગુરૂવર્ય! આ 'મિજાજ' તે કોણ છે?"

મહાત્માએ બે મિનિટ અને પોણી ત્રણ સેકન્ડ આંખ મીંચ્યા બાદ ખોલી; પછી દાઢી ઉપર હાથ નાંખીને ઉત્તર વાળ્યો— "બચ્ચા! ઉન્કોં આત્માનન્દ કહેતે હૈ."

હત્તતેરી! હિમાલયના ગિરીશૃંગોના પ્રવાસને અંગે આટલી તો શોધ થઈ કે—આ 'આત્માનન્દ' નામક કોઈ સાધુ પુરુષ લાગે છે. તે પ્રથમ આર્ય હશે, પરન્તુ પાછળથી વટલીને યવન થયો ને ત્યાંજ રહેતો જણાય છે. પણ તે શા માટે શેઠ–સાહેબોને ત્યાં ટકતો નથી? અને વારે ઘડીએ ગૂમ થઈ જાય છે, અગર સ્થાનાતંર કરે છે? શું એ-મોટા લોકો તેને કાબુમાં રાખી નહી શકતા હોય? અગર નાસી જાય તો, તેને પકડી પાડવા શકિતમાન નહી હોય?

એક વાર એક મોટા કારખાનાની હાફિસમાં જઇ ચડયો. ત્યાં જરા વારે એક સુન્દર પેકાર્ટ સરસરાટ આવી પહોંચી, અને હાફીસના પોર્ચમાં થોભી, તેવા નોકરોએ દોડી આવી નમીને મોટરનું બારણું ઉઘાડયું, એટલે શેઠ અંદરથી નીચે ઉતર્યા, અને આસ્તે આસ્તે પગથીઆ ચઢી, હાફીસમાં પધારી ખુરશીમાં ગોઠવાયા, તેવા એક નોકરે નમીને ટોપી આપી તે શેઠે પોતાને માથે ચડાવી. પછી ખીસ્સામાંથી રૂમાલ કાઢી શેઠે પોતાનું કપાળ લુછ્યું; પછી બન્ને હાથે દાબદુબ કરતાં, જરાવારે શેઠ ને બગાસું આવતાં, તેમણે ઘંટડી વગાડી તેવો એક નોકર દોડતો હાજર થયો.

લાકડી ઉગામે, તો ઉકલી રોડું કૂંકે; તો પણ ઉકલા કે ઉકલીનો 'મિજાજ ગયો'–એમ તો કોઈ ત્યાં કહેતા નજ જણાયા. પણ ઉકલા ભંગીના ઘરમાં 'તાવડી તડાકા મારે છે, ને હાંડલા ખખડે છે'–એમજ ટોળે વળેલા લોકો બોલતા હતા. તેજ પ્રમાણે કાના કોળી અને પદમા પટેલના રહેઠાણુંમાં તપાસ કરી તો, ત્યાં પણ 'મિજાજ' નું નામ સાંભળ્યું નહી. એટલે એ 'મિજાજ'નું સ્થાન ગરીબોને ત્યાં લાગતુંજ નથી. રંક જીવોને પોતાના પેટ ભરવાના પણ સાંસા પડતાં હોય ત્યાં નોકર નજ રાખી શકે, તો પછી એ બાપડાઓ 'મિજાજ' તો કેમ રાખી શકે ? એ પણ તર્કશાસ્ત્રના સૂત્રાનુસાર ઉજળું દીવા જેવું આપણને દેખાય છે.

'શેઠનો મિજાજ ગયો'–'સાહેબનો મિજાજ ઠેકાણે નથી'–આવા આવા વાકય શ્રમજીવીઓ અને નોકર વર્ગના મુખમાંથીજ બહુધા સંભળાય છે. તો પછી એ 'મિજાજ કે મીજાઝ'–ગમે તે હો–પણ તેનું સ્થાન રાજા કે મહારાજા, શેઠ અગર સાહેબ, શ્રીમંત કે કે સરનાઇટ શબ્દથી સંબોધાતા અડેજાવ બડેજાવ ને ત્યાંજ જરૂર જણાય છે. 'શેઠ કે સાહેબ'નો મિજાજ ઘણે ભાગે ખુરશીના સ્થાને બેઠા પછીજ જાય છે, એમ તેમના નોકરોથી જણાયું. એ ખુરશી–ધરોના 'મિજાજ' ખોવાય છે, અગર મિજાજનું ઠેકાણું હોતું નથી, ત્યારે તેઓ ધુંવા પુંવા થાય છે, અને બાપડા નોકરો ધ્રુજે છે. તેજ પ્રમાણે બંગલામાં બિરાજતા શેઠાણીનો 'મિજાજ' અલોપ થાય છે, ત્યારે ત્યારે શેઠાણી પણ લાલચોળ અને રાતપીળા થાય છે, તે વખતે શેઠ પણ ધ્રુજી ઉઠે છે. એ જોતાં એ સૂત્ર પણ સ્થાપિત થાય છે કે– 'શેઠ કે શેઠાણી' 'સાહેબ કે સાહેબાણી' 'અને મિસ્તર કે મિસિસ' એ તમામ વર્ગજ મિજાજને પોષતા જણાય છે. પરન્તુ આ 'મિજાજ કે મીજાઝ' એ આ શ્રીમાનોની કંઈ વ્હાલામાં વ્હાલી ચીજ છે, કે જે ખોવાતાં નોકરો ઉપર તેઓ

'તમે ટપટપ શું કરો છો ? આવી ગંભીર ભૂલ હું નહીં સાંખી શકું. એ બન્ને હરામખોરોને હમણાંજ ડીસમીસ કરી રજા આપો.'

'સાહેબ! એનો આ વખતે દંડ કરશું. ગરીબ છે. દયા કરો.'

'દયા દયા શું કરો છો! તમે પણ પારકે પાદર ઠીક દયા પળાવવા નીકળ્યા છો ?'

'સાહેબજી! સેથ સાહેબ!'–એમ કહેતાં મંચેરજી નામના વેપારી અંદર દાખલ થયા.

'અરે, મંચેરજી! આતે તમારૂં કારખાનું છે કે કચરાખાતું ?'

'કેમ, શેઠ સાહેબ?'

'ત્યારે તમારા આ સોડામાં શું કચરો છે તે તો જુઓ ?'

'સાહેબ! હમારો સોડા ચોકખો અને સોજ્જોજ હોય છે.'

'વાહ! આ જુઓ તો ખરા! તમારા સોડામાં આ વાળ છે, તે ?'

'અરે! સાહેબ! તેમાં બાલ આવેજ કયાંથી ? હમારા કારખાનામાં નોકરોના દાઢી માથા બોડાવીનેજ કામ લેવાય છે.'

'માણસનો વાળ હોય તો તમને આંહી બોલાવવાપણું પણ શું હોય! પણ જરા આ આઈગ્લાસથી જુઓ તો ખરા! એ વાઘનો વાળ છે, તે!'

'હેં–હેં–હેં! શેથ સાહેબ! હમારા વડવા વાઘ મારવામાં કુશલ ઉતા, પણ હમો તે ધંધો કરતા નથી. આપણા શહેરમાં વાઘનું નામ નિશાન નથી, તો પછી તેનો બાલ તો આવેજ કયાંથી ?'

'શું હસો છો ? મને તમે જુઠા પાડો છો ? હીરાભાઈ! તમે હમણાં ને હમણાં મુંબઈ વિકટોરિયા ગાર્ડનને તાર કરો, અને વાઘના ઉપરીને જલ્દી બોલાવો. હું મંચેરજીની આંખ ઉઘાડવા માંગું છું.

'છોકરા ! સોડા લાવ !' એટલા શબ્દો શેઠના ઓષ્ઠ બહાર નીકળ્યા ન નીકળ્યા, ત્યાં તો પીસ્તાલીસ વર્ષનો એ છોકરો એક ચકચકીત બિલોરી ગ્લાસમાં ફીણથી ઉભરાતું સોડા લઈ આવ્યો.

'એઈ મૂર્ખા ! આ તું શું લાવ્યો ?' શેઠે ગ્લાસ હાથમાં લઈ તેમાં આમ તેમ નજર કરી. તેની આંખો ચકરવકર થઈ ગઈ.

"શેઠ સાહેબ ! એ સોડા છે." નોકરે કહ્યું.

"તારૂં કપાળ ! આંખે આંધળો છો ! જોતો નથી, આ કચરો છે ?" શેઠે સિંહ જેવી ત્રાડ પાડી જમીન પર બૂટ પછાડયા.

"સાહેબ ! પેકબંધ બાટલી ફોડીનેજ હમણાં લાવ્યો છું. હું આપ સાહેબને મારા એકના એક છોકરાના સોગંદ ખાઇને કહું છું."

"હરામખોર ! લુચ્ચા ! મને તું જુઠો પાડે છે ? જોતો નથી આ સોડામાં શું છે તે ! આમાં આ વાળ કયાંથી ?" શેઠે ટેબલ ઉપર હાથ પછાડયો, અને શેરલોક હોમ્સના જેવી ચંચળ આંખે સોડામાંથી વાળને જૂદો તારવ્યો.

"સાહેબ ! મને કાંઈ ખબર નથી. સોડા રેડયું ત્યારે મુળુ પણ ત્યાં હાજર હતો."

"મુળીઆ ! તારૂં શું કહેવું છે ?" શેઠે ટોકરી વગાડી મુળુ નામના/બીજા નોકરને બોલાવ્યો.

'શેઠ સાહેબ ! ભીખે સોડા કાઢયું ત્યારે હું પાસે હતો.'

'ત્યારે આ વાળ આમાં કયાંથી ? તમે બન્ને લોકો હરામ–ખોર છો. આંધળા છો. બન્નેનું ભેગું કાવત્રું છે. નહિંતર, આવો વાળ એમાં આવેજ કયાંથી ? કેમ શું છે પેસ્તનજી ?' પેસ્તનજી નામના એક કલાર્ક સલામ ભરીને દાખલ થયા તેને શેઠે પૂછ્યું.

'સાહેબ ! આપ જરૂરી કાગઝમાં સઈ લેવા આવીઓચ.'

વિશેષ ઈર્ષા થઈ, અને પેટમાં બળ્યા તથા મનમાં બબડ્યા: મહારાજનો દી' ઉઠી ગયો છે! પૈસા આમ કાંકરાની પેઠે વેરી નાખે છે તી! રામે જનકની સભામાં જઈ શંકર–ધનુષ્યના બે કટકા કરી નાખ્યા, તેમાં તો ગઢવો હાંકે છે કે — 'તેજ વખતે નદી–નાળાં અને સરિતા–સરોવરે માજા મૂકી અને પ્રલય થયો. ચારે દિશાઓ ડગમગવા લાગી—મોટા મોટા મેરુ પર્વતો ધસી પડ્યા. સૂર્યના ઘોડા મારગ ચૂકયા — દેવલોકમાં દેવો કમ્પી ગયા— શેષનાગની ફણ નમી પડી–અને વરાહ તથા કાચબા ઉથલાઈ પડ્યા!' સાળો–ઓ ગઢવો! કેવા પપેડા હાંકયે રાખે છે! મારા જેવા વેદ–વેદાન્ત અને શાસ્ત્ર–પુરાણની કથા વાર્તા રોજ રોજ સંભળાવી પર–ભવનું સાચું ભાતું બંધાવનારને મહિને માસે પંદર કોરી રોકડી અને એક પેટીયું મળે, ત્યારે પાંચ મિનિટ અને પોણી નવ સેકન્ડ પોંધા મારનારને તત્કાળ પાંચસોની રકમ!! ઇશ્વરને ત્યાં ન્યાય છે જ ક્યાં? આ જગતમાં ખરા કરતાં ખોટું વધારે દીપી ઉઠે છે. અને દરબાર ગપ્પાં ઠોકવાથી વધારે રીઝે છે. તો પછી આપણે પણ એ ધંધો હવેથી શા માટે ન કરવો કે દાળદર તો ફીટી જાય!

નરહર બારોટ તો રાજ્યના મેમાન થયા. ઉતારે કાવા–કસુંબાની છોળો ઉડે, અને અવકાશે દરબારમાં મુજરો કરી જાય.

એક રોજ ગગા ભટ્ટે દરબારમાં કથા શરૂ કરી: 'બાપુ! આજે તો શ્રવણાખ્યાન કરીએ.'

'વાહ! ભટ્ટજી! એતો બહુ સારૂં.' વજેસંગ બાપુ બોલ્યા.'

'જાણે–બાપુ! શ્રવણે પોતાના અંધ માતાપિતાને ભરતખંડની ચારે દિશાના ચારેય તીર્થ ક્ષેત્રોમાં કેવી રીતે યાત્રા કરાવી એ તો સાધારણ વાત બધાય બ્રાહ્મણો કરે છે, પણ એ કથાનું ખરૂં રહસ્ય તો શ્રવણે પોતાની કાંધે જે કાવડની કાઠીનો ભાર ઉપાડેલો તે કાઠીમાં

'નોનસેન્સ ! બધું પોથીમાંના રીંગણાં જેવું જ ત્યાં શિખ્યા લાગો છો. સોડાની બોટ્ટી કોણ કાઢે છે ?'

'હિસાબી ક્લાર્ક મિ. હરખલાલ હેમાણી.'

'જાઓ—એ હરખલાલને હમણાં જ મોકલો.' પેસ્તનજી ગયા અને હરખલાલ અંદર પેઠા.

"હરખલાલ ! સોડા ક્યાંથી મંગાવો છો ?'

'મેશર્સ માંખમાર એન્ડ ખટલુ વાવની કંપનીમાંથી.'

'કયો પેલો મંચુ માંખમાર ? એ તો ઠગનો સરદાર છે. તમે પણ જાતાં ત્યાં ક્યાં ભટકાયા ! જાઓ, તેને એકદમ ટેલિફોનથી આંહી જલ્દી બોલાવો.'

'વારૂ સાહેબ.'

'અને જો–હરખલાલ ! હેડક્લાર્ક હીરાભાઇને એકદમ આંહી મોકલો.'

'હીરાભાઈ ! તમે નોકરોની કેવી પરીક્ષા લ્યો છો ?' હીરાભાઈ હેડક્લાર્ક જેવા પ્રવેશ્યા કે તરતજ શેઠે ઉધડા લીધા.

'કેમ ! શેઠ સાહેબ ?'

'તમારે જોતા પણ નથી—આ બન્ને પટાવાળા કેવળ મફતનો પગાર ખાય છે તે ! આંખ ફોડીને બિલકુલ કામજ કરતા નથી. આ સોડામાં વાળ આવ્યો, છતાં મને પીવા આપ્યો. જાનની પણ દરકાર કરતા નથી. હવે જો મારા ગળામાં આ વાળ સોંસરવો ઉતરી ગયો હોત તો શું પરિણામ આવતે તે તમે સમજો છો ? ખૂન !'

'અલ્યા મુળીઆ ! કચરો સાફ કરીને ગ્લાસ લાવવો જોઇએ કે નહીં ?' હીરાભાઇ પટાવાળાને શિખામણ દેવા લાગ્યા.

'હોય. બાપુ ! હોય. કેમ ન હોય ?'

'તો પછી—ગગા ભટ્ટ ! આપણે નવો દરબારગઢ અને તેમાં મોટો તબેલો બાંધવાનો છે, તેમાં આપણે આવા મોટા અને મજબૂત લાકડાં વાપરવા છે. તો એ વન કયાં આવ્યું તે કહોની ? એટલે તમે પોતેજ રાજ માટે એ લાકડું લઈ આવો !'

ગગા ભટ્ટ આવા પ્રશ્નનો શું ઉત્તર વાળે ! બોલે તો બાપ મરી જાય, મુંગો રહે તો મા મરી જાય—એવી સ્થિતિ થઈ પડી.

ગગાભટ્ટ તો ડઘાઈજ ગયા; અને પળવાર તો પ્રાણાયામ કરી ગયા, અને મનમાં બબડ્યા કે—'થઈ છે ને કાંઈ! આતો હવેલી લેતાં ગૂજરાત ખોઈ! બાપુનો દી' ઉઠી ગયો છે તી દૂધમાંથી આવા પુરા કાઢે છે ! કયે ઝાડેથી મારે એવડા મોટાં લાકડાં લાવવા !'

'કાં ! ગગાભટ્ટ ! શું વિચારમાં પડી ગયા ?' મહારાજે પૂછ્યું.

'બાપુ ! વિચાર તો ખરો કે નહીં ? ઘરમાં પોથીપાનાના પટારાને પટારા ભર્યા છે, તો એ પોથી કયા પટારામાં હશે તે યાદ કરૂં છું.' ભટ્ટે તમાચો મારી મોઢું લાલ રાખ્યું.

'ભટ્ટજી ! આપણે કશી ઉતાવળ નથી. એ પોથી નિરાંતે ગોતી કાઢજો; અને વનની ખબર પડે, એટલે પછી આપણે માલ ભરવા ગાડાં મોકલી આપશું.'

ગગાભટ્ટ બાપડા પોતાની ચાલ મૂકી પારકી ચાલે ચાલવા ગયા, તો સાલવણામાં હાથે કરીને સલવાઈ ગયા. ન ખાવાનું કે ન પીવાનું ચેન પડે. પરિણામે દિવસે દિવસે દુબળા થવા લાગ્યા. કચેરીમાંથી પૂછાય તો—હજુ પટારા ચુંથું છું—વીખું છું—એવા વાયદા દેવામા, પણ આમ પોલું કયાં સુધી વાગશે !

ગગાભટ્ટની સ્ત્રી શાણી અને સુજ્ઞ હતી. તેની પાસે ભટ્ટે આખર ન છુટકે પેટ—છુટી બધી વાત કરી.

## કાવડની કાઠી

**મ**હારાજ વજેસંગનો દરબાર એટલે–ભાટ, ચારણ, બારોટ, ગઢવીનું પેરિસ–ધામ, અગર કવિગણનું કદર સ્થાન, વા–સાહિત્યનું સમરાંગણ.

મહારાજ વજેસંગ દરબાર ભરી બેઠા છે, ત્યાં મેવાડના નરહર બારોટે બુલન્દ અવાજે કવિત લલકાર્યું :—

‘ સૂર–સરિતા સરવર સમુદ્ર, મરજાદાય મુક્કીય,
ડર દિગ્ગજ ડગમગીય, કમલ–ભવ ધ્યાનજ ચુક્કીય.
ધરનિ ધ્રુજી ધસ્સ ગઇ, અબલ પબ્બય વિહાર પરી,
મિહિર–વાજી છુટી મગ્ગ અકદ્ દિગ્ દેવ કંપ પરી.
નાગેશ–શેષ ફનમાલ નમી, કોલ કમઠ ક્રમ તજ્જીયો,
રઘુબીર વીર ત્રૈલોકય પ્રતિ, જીહિ છન્ન ભવ–ધનુ ભંજીયો ’

એક તો મેવાડી બારોટનું કંઠબળ, સાથે ચારણી ભાષાનું વાણી બળ, આ એકસામટા બળથી—‘ નિર્બલ કે બલરામ ’ જેવા સમર્થ વીરના બળનું વર્ણન થાય, તો કાયરના પણ રૂંવાડા ઉભા થાય, ત્યારે દરિયાવ દિલના વજેસંગ બાપુનું દીલ ડોલે એમાં તો આશ્ચર્ય શું !

‘ વાહ ! ગઢવી ! વાહ ! ’—કહેતાં રૂપિયા પાંચસેહ રોકડા ત્યાંને ત્યાં બાપુએ ભેટ આપ્યા. રાજપંડિત ગગાભટ્ટને બીજા કર.

પુસ્તક લઇને કાલે જજો. હું દશ વાગ્યામાં તો દરબારમાં આવી પ્હોંચીશ.'

બીજે દિવસે રેશમી રૂમાલમાં બાંધેલ એક મોટું પોથું લઇને ગગાભટ્ટ દરબારમાં હાજર થયા. દરબાર ભરાણો. ગામમાં પણ વાત ફેલાઈ ગઇ કે ગગાભટ્ટ આજે 'વન-પર્વ'ની કથા કરવાના છે, તેથી દરબારમાં દાયરો પણ પુષ્કળ જામ્યો. ભટ્ટજી સાડા નવ થયા કે પોથી છોડી પાના પોતાની સન્મુખ ગોઠવી, પછી પોતે આખે શરીરે અને માથે ફાળીયું ઓઢી ગયા. દસના ડંકા થયા તોયે ભટ્ટ માથેથી ફાળીયું ખેસવતા નથી.

'ભટ્ટજી! હવે કેટલીવાર છે?' દાયરામાંથી પૂછાયું.

'બાપુ! આજે સરસ્વતીની મોટી સ્તુતિ છે, એટલે તેના સ્તોત્ર ભણતાં બહુવાર લાગશે.' ગગાભટ્ટ ફાળીઆની અંદરથી બોલ્યા. ભટ્ટજી જરા જરા વારમાં ફાળીઆના ઝીણા કાંકામાંથી બારણા તરફ દષ્ટિ ફેંકયા કરે, અને મનમાં મંત્ર ભણ્યા કરે કે- 'હે ભગવાન! આજે લાજ રાખ્યે વેરો છે. હે નરહર બારોટજી! તું હજુ સુધી કેમ ન આવ્યો? તારો પગ ભાંગ્યો કે તારા આડો સર્પ ઉતર્યો? હે રાજા! તારૂં ભવન કેમ ફરી ગયું કે મારા જેવા ગરીબ બ્રાહ્મણની આબરૂ પાડવા બેઠો છો! એલા ગઢવા! તેં બ્રાહ્મણનું મોત ઉભું કર્યું કે શું? ફટ તને ભૂંડા!!'

દશ વિત્યા, સાડા દશ થયા, તોયે નરહર બારોટનું ભોડું કયાંય હજુ ફરકયું નહીં. પડદામાં જીભ કચરીને મરી જવાનો વખત ગગાભટ્ટ માટે ઉભો થયો, અને બ્રહ્મહત્યાનું પાપ દરબાર વજેસંગને શિરે ચોટશે.

ત્યાં- 'પધારો-ગઢવી! પધારો-બારોટ!' એમ ચારે બાજુ પોકાર થવા લાગ્યો, અને નરહર બારોટ દાયરામાં દાખલ થયા.

'આપણે હંસની મૂકી એવી કાગની ચાલજ શા માટે ચાલવી જોઇએ!' ગંગા–ભટ્ટાણી શીખામણ દેવા બેઠા.

'પણ થઈ ગયું. ગઢવીની પેઠે હું પણ લંકુબો લેવા ગયો, તો ઉલ્ટા લપસી પડવાનો વખત આવ્યો. હાથના કર્યાં હૈયે વાગ્યા એમાં કોનો દોષ!'

'પણ, રાજસભામાં ગપ્પાં મારવામાં પણ તર્ક અને બુદ્ધિ જોઇએ.'

'તે આપણે તે વખતે નોતું જાણ્યું. હવે શું કરવું? આપણો વેશ કળાઈ જશે. વજેસંગ મહારાજની વળી રાજહઠ!'

'તો પછી એ બારોટજી પાસે જાઓ. તે નિવારણ કરશે.'

'અરરર!! ગઢવીને તો મેં મનથી ગાળો દેવામાં કાંઈ બાકી રાખ્યું નથી. તેની પાસે જવું?'

'પરમાત્મા સૌને શક્તિ પ્રમાણે બુદ્ધિ આપે તેમાં ઇર્ષા કરવી શું કામની! ત્યાંજ જાઓ. તે તમને રસ્તો બતાવશે.'

પોતાની સ્ત્રીની સલાહ મુજબ ગંગાભટ્ટ નરહર બારોટને ઉતારે ગયા. ગઢવીએ ભટ્ટજીને દંડવત્ કરી સારૂં સન્માન કર્યું. ભટ્ટે બધી વાત કરીને તેને ખોળે પાઘડી મૂકી.

'હં. હં. આ શું કરો છો? તમે બ્રહ્મદેવ ગણાઓ. અમે આપને વંદન કરીએ. આ તમને ન શોભે.' નરહર બારોટે ગંગાભટ્ટની પાઘડી હાથમાં લઇને પાછી તેમને માથે મૂકી.

'પણ–ગઢવી! હવે ઉગાયેજ છુટકો છે.'

'ભટ્ટજી! માફ કરજો. માઠું ન લાગે તો કહું છું કે–તમારા પોથાં એ તો થોથાં, અને અમારા ડાચાં એજ સાચાં. હવે ફીકર કરશો નહીં. તમે તમારે દરબારમાં ખુશીથી તમને જે ઠીક પડે તે

'' જાઓ નહીં. જોગીરાજ! બલિરાજા પાસેથી કોઈ પણ ભિક્ષુક પાછો ન જ ફરે. વચન આપ્યું તે આપ્યું. તમે તમારે ખુશીથી ત્રણ ડગલાં ભરી લ્યો, '

વિષ્ણુ ભગવાને વામનમાંથી વિરાટ રૂપ ધારણ કર્યું. પહેલે ડગલે આખું મૃત્યુ લોક માપી લીધું. બીજે ડગલે સ્વર્ગ લોક સર કર્યું. હવે બાકી રહ્યું ત્રીજું ડગલું. ''

' હં. ગઢવી! પછી? ' વજેસંગ બાપુને તો વાતમાં રસ પડયો. ' બાપુ! ' ત્રીજું ડગલું બાકી રહ્યું...

ભગવાને પૂછ્યું–' હે બલિ! આ ત્રીજું ડગલું હવે કયાં મૂકવું? ' 'ઋષિરાજ! હું તો લાચાર થયો છું. હવે તો આ મારૂં માથું જે મૃત્યુ અને સ્વર્ગ લોક પ્રાપ્ત કરવામાં કામ આવ્યું છે, તે ઉપર મૂકો. '

વામન ભગવાને જેવું છેલ્લું ડગલું બલિના મસ્તક ઉપર મૂકયું તેવો બલિરાજા સાતમે પાતાળે ઉતરી ગયો. મૃત્યુ અને સ્વર્ગલોકમાં જય જયકાર વર્તાઇ રહ્યો. ભગવાન વિષ્ણુ પોતાનું વિરાટ–માયા સંકેલવા વિચાર કરતા હતા, ત્યાં તેમના હાથમાંની લાકડીએ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી:—

**'' શશી કલંક હરિ ભૃગુલતા, વડવાન મહી સમુદ્ર;**
**બાંહે લાગી ત્યાગે નહીં, શેષ ભૂમિ વિખરુદ્ર. ''**

[ હે પ્રભો! ચંદ્રમામાં જે કાળાં ધાબા દેખાય છે, તે ધારે તો દૂર કરી શકે, છતાં ચંદ્રમા તેને છોડતો નથી. હે વિભો! આપને ભૃગુની લાત લાગી છે તે નિશાન દૂર કરવા ધારો છતાં છાતીમાં ધારણ કર્યું છે. હે નાથ! શેષનાગ પોતાના ફેણ ઉપર પૃથ્વીનો જે ભાર વહન કરે છે, તેને કદી ઉતારતો નથી. હે દયાનિધિ! નિલકંઠ ધારે તો વિષને તજી શકે છતાં વિષને પચાવ્યું છે, પણ તેનો ત્યાગ

'બાપુ! માફ કરજો! જરા કસુંબાની ઢીલ થઈ. આજે શું કથા-પ્રસંગ છે?' દાયરામાં બેસતાં નરહર બારોટે પૂછ્યું.

'આજે ગગા ભટ્ટ શ્રવણની કાવડની જે કાઠી હતી, તે કાઠી-વાળું વન ક્યાં આવ્યું, તે સંભળાવવા પોથી લાવ્યા છે, તેમાંથી વન-પર્વ વાંચવાના છે.'

'બાપુ! એ પર્વ સાંભળવામાં ઘણુંજ જોખમ છે. ભટ્ટજી દૃષ્ટિ સાધે છે, અને ઢીલ થાય છે તેનું પણ એજ કારણ છે.' ગગા ભટ્ટ માથેથી ફાળીયું ખેસવી નાખવાનો વિચાર કરતા હતા, તે નરહર બારોટના આ શબ્દોથી પાછું ઓઢયેજ રાખ્યું.

'કેમ ગઢવી! એવું તે શું જોખમ છે?' મહારાજે પૂછ્યું.

'બાપુ! એ પર્વની કથા રાજાએ સાંભળવી હિતાવહ નથી. લ્યો, તેનો ખુલાસો કરું.'—એમ કહી નરહરી બારોટે બુલંદ અવાજે વાત શરૂ કરી:-

"બલિરાજાનો પૃથ્વી ઉપર બહુજ ત્રાસ વરતાયો. માનવો અકળાયા. તેઓએ દેવોને અરજી કરી. દેવો તરતજ વિષ્ણુ ભગવાન પાસે દોડી ગયા. ભગવાનને દયા આવી ગઈ, અને જોગી વેશે વામન રૂપ લઈ ને લાકડીને ટેકે ડગુમગું કરતાં બલિરાજાની કચેરીમાં આવી પહોંચ્યા અને ભિક્ષાની માંગણી કરી.

'મહારાજ! જે માગો તે આપીશ.' બલિએ કહ્યું.

'મારે તો ત્રણ ડગલાં પૃથ્વી જોઇએ છીએ.' વામને કહ્યું.

'અરે ઋષિરાજ! માગી માગીને આ શું માગ્યું? હું મહા-બલિ ત્રણ ખંડનો અધિપતિ! આવી નમાલી માગણી કરી વિશ્વમાં મારી આબરૂ ગૂમાવો છો!'

'નહીં. માગ્યું તે માગ્યું. આપવું હોય તો આપ નહીં તો આ ચાલ્યો.' એમ કહીને વામને ચાલવા માંડ્યું.

આ પૃથ્વીમાં જેમ ગુંદરીઆ પ્રાણી છે, તેમ 'વાચાળીઆ' પ્રાણીની પણ એક જાત જગત ઉપર હસ્તી ધરાવે છે. આ પ્રાણીના કંઠની નળી કાગડાની પેઠમ્ નક્કર-નરેડી જેવી હોય છે. તેના ફેફસાં પણ તેવાં જ ફોરાં અને ફુલેલાં હોય છે. તેની જીભ્હા તાળવે જેવી જડએસલાક ગોઠવેલી હોય છે કે, કલાકોના કલાકો હલન-ચલનની ક્રિયા કરવા છતાંયે લગીરે મોળી પડતી નથી. વાચા-માપક યંત્રના આધારે આપણા સુપ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી જગદીશચંદ્ર બોઝે એવું પ્રમાણ બાંધ્યું છે કે-'આ પ્રાણીના બન્ને ઓષ્ઠ ઉઘડે તેટલામાં સહસ્ત્રાંશ શબ્દોના ધોધ તેના મુખમાંથી અવિરત વહે છે.'

ગ્રામોફોનની પણ આવડી ઝડપ અદ્યાપિ પર્યંત એડીસન શોધી શક્યા નથી. આ પ્રાણીને એકાન્ત કે નિર્જન સ્થળ પસંદ નથી. એકાદ માનવ પ્રાણી તેના સમાગમમાં આવ્યું એટલે બસ થઈ ચુક્યું. તેના ઉપર પોતાના વાચાબળથી આક્રમણ કરવાની આ પ્રાણીને તત્ક્ષણ ચેળ ઉપડે છે. સ્થળ ખાનગી ઘર હો વા જાહેર રસ્તો, ટ્રામ હો વા ટ્રેન, એરોપ્લેન હો વા સ્ટીમર, તેની તેને જરી પણ દરકાર કે પરવા નથી. સંગીત-શાસ્ત્રની પેઠેમ્ સમયની પણ તેને તો સર્વ રીતે સાનુકૂળતા જ છે. ઓળખની પાશ્ચિમાત્ય પદ્ધતિ પ્રતિ

કર્યો નથી. તો પછી હે ભગવન્ન ! મારા જેવા જડને હાથમાં એકવાર ઝાલ્યો, તો હવે મને તજી દેશો ? ]

લાકડીની આ પ્રાર્થના વિષ્ણુ ભગવાનના હૃદય સોંસરવી ઉતરી ગઈ. વિરાટ લાકડીના ત્રણ કટકા કરીને પૃથ્વી પર ફેંકયા. તે પૈકી એક કટકો પિતૃ-ભકત શ્રવણકુમારને હાથ લાગ્યો, અને તેની થઈ કાવડની કાઠી.

' અને બારોટ! બીજા કટકાનું શું થયું ? ' બાપુએ પૂછયું.

" બાપુ ! બીજા એવા બે દેવતાઈ કટકા પૃથ્વી ઉપર હાલ છે. પણ તે તો શ્રવણ જેવા વાત્સલ્ય-પ્રેમ ધરાવનારનેજ કામના છે. એ કટકાની કટકીનો ઉપયોગ લાઠી તરીકે મોટા સામ્રાજ્ય કરવા જાય તો તેની જડ ઉખડી જાય તેવું છે. માટે જ શાસ્ત્રમાં લખ્યું છે– ' કોઈ પણ રાજાએ એ વન-પર્વ વાંચવું નહીં, કે વંચાવવું નહીં. છતાં લાઠી મેળવવાનો વિચાર સરખોયે કરશે તો તેનું પણ અહિતકર થશે; અને જો એ લાઠીનો પોતાની પ્રજા ઉપર ગેર ઉપયોગ થશે તો તો તેનું સુડ નીકળી જશે. '—એવું એ વન પર્વમાં છે. એટલે ગગાભટ્ટ વન પર્વ વાંચતાં અચકાય છે. કેમ ખરૂં કે નહીં, ગગાભટ્ટ ? "

' હા મારા બાપલા ! હા ! ' ગગાભટ્ટે માથેથી હવે ફાળીયું ઉતારી નાખ્યું.

' ત્યારે-ગગાભટ્ટ ! એ પુસ્તક પાછું સંકેલી લ્યો. ' વજેસંગ દરબારે આજ્ઞા કરી.

' સારૂં બાપુ સારૂં ! ' ગગાભટ્ટ પુસ્તકને પાછું રેશમી રૂમાલમાં વિંટાળતાં ઉત્સાહમાં આવી ગયા.

ગગાભટ્ટે તેજ રોજ ઘેર જઈ ગાંઠ વાળી કે- **માથું છોલાય તો ભલે છોલાય, પણ ગપ્પાં તો કદી પણ છોલવાં નહી.**

નહીં હો તેરા બાપ ઇધર ઠેરે હું ! યાદ રખ્ખીઓ ! તેરી હંડી ફુટ જાયગી ! આઈ–ઇ–સે ! જન્મશંકરભાઈ–ઈ–ઇ !' અમને પડતા મેલી આ સજ્જને સ્ટેશનનો ચોક ન ગજાવ્યો હોત તો, અને જો પોલીસનું કાર્ય ન બજાવ્યું હોત તો નક્કી અમારા ત્યાંજ બાર વાગી જાત; અગર કાદરમિયાનું અલેલ ટટ્ટુ અમારી પાઘડી ચાવી ગયું હોત; અને અમારે અનિચ્છાએ માથા ઉઘાડા મહાત્મા બનવું પડત.

'જન્મશંકરભા–ઇ–ઇ ? ષો ગજબ ! ષો જુલમ ! ષી આફત ! તમ્હારા આ ગાડીવાળાઓને સભ્યતા તો હાવીજ શીખવો છોનાં ?' જન્મશંકર નામક પહેરા ભરતા પોલીસદાદાએ એવો કોરડો ચલાવ્યો કે, બાપડા કાદરમિયાઓ, રહેમાનખાંઓ—'ગરીબપરવર ! માફ કીજીઓ !'–કહેતાં ઘોડાની લગામ પાછી ખેંચવા લાગ્યા.

'એય–દુર્ગા–પ્રસા–આ–આ–દ જી–ઈ ! આમ ભાગો કહાં ? ઉભા રહો ! આજે રૂપશંકર મ્હેતાને તહાં પ્રસાદ આરોગી હાંરી ગયા હષો ? ષુ જમ્યાં ?'

'કોહ્યા લાડુ ને ડોલરના ફુલ.'

'હું–અં. જીતે રહો મેરે દાદા ! કયમ્ મિસ્તર રમણ–લા–આ –લ ! ત્હારો ભાવ પૂછાણો કે કેવળ ગંગાજળ આરોગ્યું ? યાર ટેસ્ટદાર ચ્હા પીવી હોય તો આપણે ત્યાંજ આવજે. રહમજીઓ ! એ–વન–લિપ્ટનનું આજેજ પારસલ ખોલ્યું છે.'

હજુ પાંચ મિનીટ પહેલાં જ અમને છાતી સરખા ચાંપનાર એ મહાપુરુષ તો, રાહદારીઓમાંથી કાંઈ નહીં તો પાંચ પચીસ જણાને ઠેક ઠેકાણે થોભાવી કે અટકાવી, આડાપડી કે હાથ હલાવી, ખભા ખેડવી કે રાડો પાડીને, પ્રશ્નાવલીઓ ઉપસ્થિત કરતે કરતે અમારાથી એકસો વાર દૂર ચાલ્યા ગયા, અને આખર અદૃશ્ય થઈ ગયા.

તેનો સમ્પૂર્ણ અભાવ છે. **વસુધૈવ કુટુમ્બક** એ સૂત્રમાં તેનો સદાબરો બચાવ છે. આટલું છતાંયે આ પ્રાણીમાં 'અહમ્‌ભાવ' વિશિષ્ઠ છે. વસુન્ધરા જાણે પોતાની કે પોતાના બાપની સુવાંગ માલેકીની હોય, અને પોતા પછી દુનિયા જાણે ડૂબી જવાની હોય તેમ કબીરજીના 'આપ મુવે પીછું ડૂબ ગઈ દુનિયા' સૂત્રમાં કે રીતમાં જામોકામી ઇજારો પોતાને મળેલો હોવાની તેમની અડગ માન્યતા છે. આ પ્રાણી 'સર્વભાષી' હોવાનો દાવો ધરાવે છે. બહુધા તે 'હકારીઆ પંથી' છે. વાચા કલિષ્ટ અને કર્કશ છતાંયે સુસલિત હોવાનો તેનો અભખરો છે. તેના બનાવેલા વ્યાકરણમાં એકવચન અને બહુવચન બન્ને સન્માન–વાચકરૂપ તરીકે વપરાય છે. આવા પ્રાણીના સમાગમમાં આવતા અવ્વલ તેને નખશીખ ઓળખવાની પૂરતી આવશ્યકતા છે, નહિંતર ગળાડૂબ ફસાઈ જવાનો સોદો છે.

એકદા હું તથા મારા મિત્ર નરસિંહ મહેતાની જન્મભૂમિનાં દર્શને જઈ ચઢયા. સ્ટેશન બહાર ભાડૂતી ટાંગાવાળાને હજુ અમે સિસકારીએ છીએ, ત્યાં– 'ઓ–ઓ–ઓ–માઇ–ઇ–ડી–અ–ર–ર! કયમ્ છો ? આજ ઘણે દા'ડે કંઇ દર્શન થયાં? ઉતારો આપણે ત્યાંજ...' કહેતા એક અપરિચિત–વ્યક્તિએ મને તથા મારા મિત્ર બન્નેને એક સામટા બાથમાં ભીડીને ઉંચકી લીધા. બાપદાદે પણ કદી મેળાપ કે મિલન થયેલ નહી, છતાં લાંબા કાળે પરદેશથી આવતા પુત્રને વ્હાલપ અને હર્ષાશ્રુથી ભેટી પડતા પીતા સમાન સંબંધ ધરાવતા અને સન્માનતા આ સભ્ય વળી કોણ છે તે વિશે હું મારા મિત્રને પૂછવા જાઉં છું, ત્યાં એ ગાડીવાળા પૂરપાટ અમારા તરફ ધસી આવ્યા.

'હે–એ–એ–યુ બ્લડી રાસ્કલ!! અંધા હો ગયે કયું ? અરે! કોણ કાદર ? મિંયા સમાલકે કાયકું હંકાતે નહીં હો ? દેખ

'કેમ બા! કોન ને પૂછોય?' રૂસ્તમજી તો લગભગ બાઘા જેવા ફસડાઈ પડયા.

'વે-એ-લ્લ! શેઠ સા-હે-એ-બ! સાવ વિસ્મૃત થયાં કે શુ? અમ્હારા ઈન્સ્પેકટર સાહેબ બ્યાવકશાહ શેઠને ત્યાં આપ ગયા માગશાર માપમાં સહકુટુમ્બ પધાર્યાં હતા કે નાં?'

'હારે. હારે. માફ કરજો બા!'

'જરબાનું અને દીના માય મઝેમાં છે કે?'

'હાજી. હાજી.'

'શ્યાવકશાહ શેઠને કાંઈ સમાચાર પોંહોંચાડવા કે દેવા હોય તો સેવક તૈયાર છે.'

'નાજી. નાજી. સાહેબજી!' કહી ચલીયું હાથમાંથી ફડ દેતે ઉડી જાય તેમ રૂસ્તમજી શેઠ પણ સરસરાટ સરકી ગયા.

દીનમણિશંકર, અને ચન્દ્રમૌલીપ્રસાદ, અને અતિમતિસુખરાય આદિ સ્ટેશને વળાવવા આવેલા સજ્જનોને પુનઃ પુનઃ ભેટવા અને હસ્ત-ધૂનન કરવા માટે પ્લેટફોર્મનો પટ્ટ એટલો બધો રીઝર્વ કરાવ્યો હશે કે ત્યાંથી પસાર થતા ઉતારૂઓ પૈકી કોઈની ટ્રંક હેઠળ ગબડી ગઈ. કોઈના ભાતાના ડબ્બા કે ટીફીન-બાસ્કેટ વેરણ છેરણ થઈ ગયા, તો કોઈના કુંજામાંથી ગડગડ ગંગાજી વહેવા માંડયા.

'Get in please! [મહેરબાની કરીને હવે અંદર પધારો!]' કહેતા ગાર્ડે તે ગૃહસ્થને બાવડે ઝાઝી અંદર હડસેલી બારણું બંધ કરી, ડબ્બાને ચાવી દીધી, ત્યારેજ 'Oh! thank you Mr. Guard!' કહી હારતોરાવાળા ગૃહસ્થ મલકાતે મુખે બેઠક ઉપર ગોઠવાયા અને ત્યારેજ પ્લેટફોર્મનો રસ્તો સાફ થયો. એન્જીનની સીસોટીઓ ફુસ જેવી થઈ ગઈ, પણ 'જયબ્યામ-આવજો-

તેનો સમ્પૂર્ણ અભાવ છે. वसुधैव कुटुम्बकं એ સૂત્રમાં તેનો સદાબરો બચાવ છે. આટલું છતાંયે આ પ્રાણીમાં 'અહમ્‌ભાવ' વિશિષ્ઠ છે. વસુન્ધરા જાણે પોતાની કે પોતાના બાપની સુવાંગ માલેકીની હોય, અને પોતા પછી દુનિયા જાણે ડૂબી જવાની હોય તેમ કબીરજીના 'આપ મુવે પીછું ડૂબ ગઈ દુનિયા' સૂત્રમાં કે રીતમાં જામોકામી ઇજારો પોતાને મળેલો હોવાની તેમની અડગ માન્યતા છે. આ પ્રાણી 'સર્વભાષી' હોવાનો દાવો ધરાવે છે. બહુધા તે 'હકારીઆ પંથી' છે. વાચા કલિષ્ટ અને કર્કશ છતાંયે સુસલિત હોવાનો તેનો અભખરો છે. તેના બનાવેલા વ્યાકરણમાં એકવચન અને બહુવચન બન્ને સન્માન–વાચકરૂપ તરીકે વપરાય છે. આવા પ્રાણીના સમાગમમાં આવતા અવ્વલ તેને નખશીખ ઓળખવાની પૂરતી આવશ્યક્તા છે, નહિંતર ગળાડૂબ ફસાઈ જવાનો સોદો છે.

એકદા હું તથા મારા મિત્ર નરસિંહ મહેતાની જન્મભૂમિનાં દર્શને જઈ ચઢ્યા. સ્ટેશન બહાર ભાડૂતી ટાંગાવાળાને હજુ અમે સિસકારીએ છીએ, ત્યાં–'ઓ–ઓ–ઓ–માઇ–ઇ–ડી–અ–ર–ર! કયમ્ છો? આજ ઘણે દા'ડે કંઇ દર્શન થયાં? ઉતારો આપણે ત્યાંજ...' કહેતા એક અપરિચિત–વ્યક્તિએ મને તથા મારા મિત્ર બન્નેને એક સામટા બાથમાં ભીડીને ઉંચકી લીધા. બાપદાદે પણ કદી મેળાપ કે મિલન થયેલ નહી, છતાં લાંબા કાળે પરદેશથી આવતા પુત્રને વ્હાલપ અને હર્ષાશ્રુથી ભેટી પડતા પીતા સમાન સંબંધ ધરાવતા અને સન્માનતા આ સભ્ય વળી કોણ છે તે વિશે હું મારા મિત્રને પૂછવા જાઉં છું, ત્યાં બે ગાડીવાળા પૂરપાટ અમારા તરફ ધસી આવ્યા.

'હે–એ–ઓ–યુ બ્લડી રાસ્કલ!! અંધા હો ગયે ક્યું? અરે! કોણ કાદર? મિંયા સમાલકે કાયકું હંકાતે નહીં હો? દેખતે

ભેળી મળી ફાળો કર્યો; અને એક છાપામાં ટચુકડી જાહેર-ખબર છપાવી કે—'આ દુગ્ધાને જે ખીલે બાંધે તેને એક હજાર રૂપિયા ઇનામ મળશે.' તે ઉપરથી આપના જેવા એક સર્વજ્ઞ, શ્રીમાન...'

'આ સેવકના ?...' તે ગૃહસ્થ જરા મ્લાન વદને વદ્યા.

'નહીં. સાહેબ ! એ આપનો વિવેક છે. આપનો હું સેવક છું. આપ મોટા માણસ છો. બોમ્બે સેન્ટ્રલમાં આપનો જે સત્કાર થયો તે અમે નજરોનજર જોયું છે. ત્યારથીજ અમારી લાગણી ઉભરાઇ આવી છે. આપનો સમાગમ થયો તો બે ઘડી મોજ અને આનંદ મળશે. બાકી તો શું લઇ જવું છે ? પંખીનો મેળો છે. ઘડીક ચીં-ચીં કરીશું. આ વાતમાં આપને મજા આવશે. ઇનામ લેવા માટે એક વિદ્વાન વકીલે બીડું ઝડપ્યું. વકીલ હતો સબ બંદરકે વેપારી. તે ગામડામાં આવ્યો. ડોસી અને વકીલનો ભેટો થયો. દ્વન્દ્વ યુદ્ધ આરંભાયું. ગામ લોક અખાડામાં ટોળે વળ્યા. 'કેમરે ! ડોસી મા ! ગામને શા માટે પજવો છો ?'—'જાને મારા પીટિયા !' એમ ડોસીમા બોલ્યા. તો વકીલ બોલ્યા કે—'યુ ખોખલી ! લવારી બંધ કર !' 'જાને મારા રોયા !' 'ચુપ થા યુ ખોખલી !' 'જાને કાળમખા, નાગા ! દોંગા, દુત્તા, ચિત્તા, ધુત્તા, ચીબા, ચપટા, લુચ્ચાલપટા......'

'હં-અં. એમ નહીં માને હીંડબા !—એય યુ ડોકરી—યુ તરકારી યુ ગંડેરી—યુ વાલપાપડી—યુ સક્કરટેટી—યુ પતકાળી—યુ ટીંડોરા—યુ પટાટા—યુ કોબીચ—યુ નોલકોલ—યુ પીનલકોડ—યુ બંડખોર—યુ કદાગ્રહી—યુ રાજદ્રોહી—યુ જુઠાબોલી—યુ ખૂની—યુ શિક્ષણીય મનુષ્ય વધકાર—યુ ગર્ભપાતકી—યુ વ્યથાકાર—યુ હૂમલાખોર—યુ ડામીજ—યુ ચોર—યુ ગૃહમાંની ચોર—યુ ગૃહફોડી ચોર—યુ ગૃહ સંતામણી—યુ મોં લજ્જામણી—

એક ભાડુતી ટાંગામાં હું તથા મારા મિત્ર ખડકાયા. રસ્તે પડતાં મેં મારા મિત્રને કહ્યું કે,—' એ મહાપુરુષે આપણને સ્નેહભાવે ઉતારાનું ઇજન આપ્યું છે, તો આપણે તેમને ત્યાંજ ગાડી હંકાવવી જોઇએ.' પરન્તુ મારી એ વાત મારા મિત્રે ઉડાવી દીધી.

તે રાત અમે ધર્મશાળામાં કાઢી, કામ પતાવી વખત થતાં અમે પાછા સ્ટેશને આવ્યા. ગાડી આવી પહોંચતા ડબ્બામાં ચડી બેઠા. જરા વારે તેજ સજ્જનને મેં પ્લેટફોર્મમાં આવતા જોઇને મારા મિત્રને કહ્યું કે—' આપણે ભારે ભૂલ કરી. એ મહાપુરુષ ચોક્કસ આપણી પાસેજ આવતા લાગે છે. આપણે તેને શું મોઢું બતાવશું ? '

મારા મિત્રે તો મને ફક્ત મૌન સેવવાની સૂચના આપી. ખરેખર એ ગૃહસ્થ અમને મળવા અમારાજ ડબ્બામાં પ્રવેશવા લાગ્યા. મને તો લાગ્યું કે અમને એ પાછા ભેટી પડશે અને અમારો ધોખો કરશે કે ' ભલા માણસ ! મારે ત્યાં આવ્યા પણ નહીં ? અમારી રસોઈ બગાડી ! ' ત્યારે શો ઉત્તર વાળીશું—એના તર્કવિતર્ક મારા મનમાં ઘોળાવા લાગ્યા. ત્યાં–' દ-ર-બા-આ-ર સા-હે-બો-બો ! રામ-રામ ! ' કહેતે અમારી પડખેથી પસાર થયાં છતાંયે, અમારા પ્રત્યે સ્હેજ ઝાંખી નજર પણ નહીં નાખતાં અમારા ડબ્બામાં બેઠેલા કેટલાક કાઠી–દરબારો સાથે તે સજ્જન કોટી કરવા લાગ્યા.

' કયમ ! માણસીયા–વાળા–આ ! તમારી અપીલનો શો ચૂકાદો આવીઓ ? '

' અમારા લાભમાં ચૂકી. ' એક હુકકો ગગડાવતા ગરાસીઆએ ઉત્તર આપ્યો. ' હાં–આં ! Let me heartily congratulate you [ પેટ ભરીને અભિનંદન આપુ છું ] મેં ત્હમને ભવિષ્ય કીધું હતું ના ? તેજ. એ બધો ઉપકાર આ સાહેબોનો માનો. '

ઢોળાઈ જતો હતો. મારાથી ન રહેવાયું, જેથી હું લાગલો બોલી ઉઠ્યો કે—' પછી-ઈ? '

મારા મિત્રે જવાબ વાળ્યો કે–' પછી પછી પછવાડું ને આ... આવ્યું...પાલગઢ.' ખરેખર ગાડી ધીમી પડવા લાગી, અને બહાર ડોકું કાઢીને જોયું તો તેજ સ્ટેશન ભાળ્યું. ગાડી હજુ થંભી ન થંભી તેવા પેલા ગૃહસ્થ તો બારણાંને ધક્કો મારીને એકદમ નીચે ઉતરી ગયા. જરા વારે ત્યાં એક પોર્ટર આવ્યો. તેનો સામાન ત્યાંથી તેણે ઉંચક્યો. મેં જોયું તો પાસેનાજ સેકન્ડ–ક્લાસની એક ખાલી પડેલી જગ્યા ઉપર તે સદ્‌ગૃહસ્થ ગોઠવાઈ ગયા, અને પોતાની પથારી છોડતા જણાયા.

મારા મિત્રને થાક અને ઠંડી લાગી હશે, જેથી ગરમાગરમ ડબલ કોપ ચ્હા ઢીંચીને, રાત્રી જામવા લાગી એટલે અમે બન્ને નિરાંતે લાંબા પહોળા થઇને સોડ તાણી. ... ... ... ... આંખ ચોળી ત્યાં—સોનાનાં નળીયાં—અને, એ આવ્યું અમદાવાદ!

–પધારજો-મા–આ–રૂ કરજો–ઓ. કરો ફતેહ '–એવા અમારા આ નવા સંગાથીના કોઠામાંથી નિકળેલો ધ્વનિ તો મહાલક્ષ્મી પૂલ નીચેથી મેઇલ સરકી ગયો ત્યાં સુધી આખી ગાડી ગજવે તેવો ચાલ્યા કર્યો. પરેલ પસાર થયું ત્યારે જો કે તે ગૃહસ્થે ડોકું બારીમાંથી સ્હેજ અંદર ખેંચ્યું, તો પણ મોહમયિની મનમોહક લીલા નિરખવા તેમની દૃષ્ટિ હજુ રસ્તા ઉપરજ થંભી હતી; અને–' ઈન્તેઝારી મ્યેં ગુઝર ગઇ સારી રતિયાં–એજી સારી રતિયાં–આં–આં–' એવો લલકાર દાદર આવ્યું ત્યાં લગી મેં સાંભળ્યા કર્યો. મારા મિત્ર પણ આ સંગીતના નવા આલાપથી મુગ્ધ થતા હોય તેમ, વખતે વખતે તેમની પીઠ ભણી આડી આંખે નિહાળતા બેઠા હતા.

દાદર મૂકયા બાદ તે ગૃહસ્થ ગળેથી હાર તોરાનો ભાર ઉતારી ' શંભ્મો–ઓ ! '–એમ ગર્જતા અને પછી હાથના ટચાકડા ફોડતા પોતાની બેઠકે સ્વસ્થ થયા. હું તો મારી પથારીમાં લાંબો થઇને પડયો હતો. મારા મિત્ર પોતાની બેઠકે હજુ છાપું વાંચવામાં મશ્ગૂલ હતા, ત્યાં ' વા–આ–રૂ ' એમ સ્વગત્ રણકાર કરતે તે ગૃહસ્થે પાનનો ડબ્બો પોતાના ખોળામાં લીધો.

' કયમ્ સાહેબ–અ ! કય્હાં લગી–ઈ? ' મારા મિત્ર પ્રતિ પ્રશ્ન થયો.

' ગાડી લઇ જાય ત્યાં લગી. ' મારા મિત્રે છાપામાંથી સ્હેજ ઉંચું જોઇને ઉત્તર વાળ્યો.

' હાં–આં ! હું ન ભૂલતો હોઉંતો આપ......'

' નહીં સાહેબ ! આપની ભૂલ થાયજ નહીં. આપ કોને પિછાનતા નથી? આપનાથી શું અજ્ઞાત છે? ' મારા મિત્રને કાંઇ આગલો પરિચય હોય એમ મને લાગ્યું, કારણ તેમણે છાપું કોરાણે મૂકયું.

આણું, આમાં ઘરધણીની પરવાનગી વગર તેનો રોટલો ખાવાનું મારું કૃત્ય નહીં હોઇ મને 'રોટલાનો ચોર' કહેનાર કોણ? મારે ત્યાં કોઇને જમવા બોલાવવા કે કેમ તે મારી મુન્સફીની વાત છે, અને મને ન પોષાતું હોય, અને હું મેમાનથી આઠ ગાઉ આઘો ભાગું, એટલા માટે હું 'રોટલાનો ચોર' એવી ઉપમા આ ભાષા મને આપે એ તે કયાંનો ન્યાય?

આ શબ્દ-પ્રયોગે ભલભલાના ભોગ લીધા છે. તેમાંય બાપડા ધના મેરાઈ માથે તો આ ભાષાએ છપ્પનના પાટા પાડ્યા છે. તેનો બાજરાનો રોટલો બીજા પરાણે પચાવી જનાર 'ચોર' નહીં, પણ ઉલટો ધનો મેરાઈ 'રોટલાનો ચોર' એવી તેની જાહેરમાં ફજેતીના ફાળકા કરનાર આ ગૂજરાતી-ભાષા સામે તેણે પોલીસ ખાતામાં કંપલેન્ટ કરી તો, 'નોન-કોગ્નીઝેબલ' ગુન્હો ગણાય-કહી પોલીસે ધના મેરાઈને ધક્કો માર્યો. ફોજદારી કોર્ટમાં ધ્કરાર ઉપર ફરિયાદ દાખલ કરી તો-'બે પગાં મનુષ્ય-પ્રાણી સિવાય અન્ય વ્યક્તિ સામેની ફરિયાદ સાંભળવાનો બિલકૂલ કાયદો નથી'-કહી કેસ સંક્ષિપ્ત રીતે કાઢી નાખ્યો. ત્યારે ધના મેરાઈનું હૈયું પડી ગયું અને સવાચાર કોડીની વયે તેનું અકાળ અવસાન થયું, તે આ ભાષાના જ પ્રતાપ!! મરતાં પહેલાં એ ભૂંડી ભાષાને હજુ પણ કોઈ રીતે ફજેત મેળવવાથી પોતાને ઈન્સાફ મળશે, અને પોતાનો આત્મા શાંત થશે એમ મને વશીલ્હત કરી જતાં, જાહેર પ્રજા જોગ તેનો કરુણ કિસ્સો આ પુસ્તકના પાનાંઓ ઉપર રજુ કરવાની મને ફરજ પડી છે.

ધના મેરાઇનો જન્મ એ યંત્ર-યુગનો પ્રારંભ કાળ. યાંત્રિક જડ-વાદ સામે જેહાદ જગાડનાર મહાત્મા ગાંધીજી પ્રથમ છે એમ કહેવું, તે ધના મેરાઇને ગેરઇન્સાફ આપ્યા બરાબર છે. ધના મેરાઇએ ભલે જીવ્યા ત્યાં સુધી શીવ્યું, તો પણ પ્રાણાન્ત લગી સિંગર

–પધારજો-મા–આ–ફ કરજો–ઓ. ફરો ફતેહ '–એવા અમારા આ નવા સંગાથીના કોઠામાંથી નિકળેલો ધ્વનિ તો મહાલક્ષ્મી પૂલ નીચેથી મેઇલ સરકી ગયો ત્યાં સુધી આખી ગાડી ગજવે તેવો ચાલ્યા કર્યો. પરેલ પસાર થયું ત્યારે જો કે તે ગૃહસ્થે ડોકું બારીમાંથી સ્હેજ અંદર ખેંચ્યું, તો પણ મોહમયિની મનમોહક લીલા નિરખવા તેમની દૃષ્ટિ હજુ રસ્તા ઉપરજ થંભી હતી; અને–' ઈન્તેઝારી મેં ગુઝર ગઇ સારી રતિયાં–એ્જી સારી રતિયાં–આં–આં–' એવો લલકાર દાદર આવ્યું ત્યાં લગી મેં સાંભળ્યા કર્યો. મારા મિત્ર પણ આ સંગીતના નવા આલાપથી મુગ્ધ થતા હોય તેમ, વખતે વખતે તેમની પીઠ ભણી આડી આંખે નિહાળતા બેઠા હતા.

દાદર મૂકયા બાદ તે ગૃહસ્થ ગળેથી હાર તોરાનો બાર ઉતારી ' શંભો–ઓ ! '–એમ ગર્જતા અને પછી હાથના ટચાકડા ફોડતા પોતાની બેઠકે સ્વસ્થ થયા. હું તો મારી પથારીમાં લાંબો થઇને પડયો હતો. મારા મિત્ર પોતાની બેઠકે હજુ છાપું વાંચવામાં મશ્ગૂલ હતા, ત્યાં ' વા–આ–રૂ ' એમ સ્વગત્ રણકાર કરતે તે ગૃહસ્થે પાનનો ડબ્બો પોતાના ખોળામાં લીધો.

' કયમ્ સાહેબ–અ ! કય્હાં લગી–ઈ? ' મારા મિત્ર પ્રતિ પ્રશ્ન થયો.

' ગાડી લઇ જાય ત્યાં લગી. ' મારા મિત્રે છાપામાંથી સ્હેજ ઉંચું જોઇને ઉત્તર વાળ્યો.

' હાં–આં ! હું ન ભૂલતો હોઉતો આપ......'

' નહીં સાહેબ ! આપની ભૂલ થાયજ નહીં. આપ કોને પિછાનતા નથી? આપનાથી શું અજ્ઞાત છે? ' મારા મિત્રને કાંઇ આગલો પરિચય હોય એમ મને લાગ્યું, કારણ તેમણે છાપું કોરાણે મૂકયું.

બુઢ્ઢા અને ચાર જુવાન. જુવાનીઆના પગમાં જોર હોય, પણ ઘરડાઓ તેની સાથે કેટલુંક ઢસરડાય! ચાર ગાઉ નહીં ચાલ્યા હોય, ત્યાં તો ઘરડાઓની છાતીમાં શ્વાસ ચઢવા લાગ્યો અને પગની પીંડીમાં ગોટલાં ચઢવા માંડયાં, અને એક ગામ આવ્યું તેના પાદરમાં જ ગળીઆ ઢાંઢા પુંછલી પડયા.

"લ્યો! આ તો ધના મેરાઇનું ગામ! હવે ચાલો–બધા તેને ત્યાં જ રોટલા ખાઇ, બપોરા કરીને પછી ટાઢા પોરના જઇશું." બુઢ્ઢાઓ બોલી ઉઠયા.

"પણ કાકા! હવે કયાં આઘું છે? હવે તો માંડ એક ગાઉ હશે! ચાલોની, હમણાં પોંચી જઇશું, ને રોટલા ભેળા પણ થઇ જઇશું. હજુ બારને વાર છે." જુવાનોએ મત જણાવ્યો.

"ના, ના, ધનો મેરાઇ આપણે ત્યાં ઘણી વખત જમી ગયા છે, અને આપણને વારંવાર રોટલો ખાવાની તાણ કરી ગયા છે, તો ચાલો તેને ત્યાં."

અર્ધો કલાક બાદ વિવાદને અંતે યુવાનો ઉપર વૃદ્ધોનો વિજય થયો. ધના મેરાઇની પેઢીએ પોંચી પેઢીનાં બારણાં પાસે ઉભા રહીને બધાએ 'રામ–રામ' કર્યા. ધનો મેરાઈ 'ભેંખરેં ઉતારેં રાંજા સરંથરી–' વાળું ભજન લલકારતો લાંબે હાથે ટેભા લેવામાં નીચી મુંડીએ મસ્ગૂલ હતો, તેણે 'રામ–રામ' એ શબ્દો સાંભળી બાડી આંખે ઉંચું જોયું તો ધાડિયાંને દેખીને પ્રથમ તો ચમકયો, પણ પછી શીવણું પડતું મેલી 'ઓં–હોં હોં હોં હોં!'—કરતે બારણા બહાર છલંગ મારી, 'મારાં બાંપ! આંવ્યાં તી આંવ્યાં'–'આંવ્યાં તી આંવ્યાં'–એમ બેલતો બોલતો દરેકની કોટે વળગી પડી પૂર્ણ જોરથી ભેટયો.

શેઠીઓ મહાલક્ષ્મીની રેસમાં 'સર્વસ્વ ગૂમાવી બેઠો. અને જુઓ ! પેલી જે ટેકરી ઉપર દેવળ દેખાય છે, તેની અંદર બારોટીએ ટીંગાઈને તેણે આપઘાત કર્યો. પેલી સામે દેખાય છે તેજ ટેકરી ! આજના પેપરમાં એ હકીકત આપના વાચવામાં આવી હશે ?'

'હાં—આં.'

'ત્યારે–કેમ ન બોલ્યા મારા સાહેબ !'— કરતે મારા મિત્રે વળી તેના સાથળ ઉપર બીજી ટાપલી મારી. 'શું જુલમની વાત છે ? ઘોડદોડનો જુગાર, પાનાનો જુગાર, શેરનો જુગાર, સોનાનો જુગાર. બસ જ્યાં જુઓ ત્યાં જુગાર જુગાર ને જુગાર ! મનુષ્યોને આમાં શો રસ આવતો હશે ! તેના કરતાં જ્ઞાનનો અખાડો, શબ્દનો અખાડો, જીભનો અખાડો શા માટે લોકો પસંદ કરતા નથી ? 'અખાડા' શબ્દ ઉપરથી મને એક ટચુકડી વાત યાદ આવી ગઇ. ચલાવું કે ?'

'જેવી તમારી ઇચ્છા.' તે ગૃહસ્થનું મુખ પહોળું થયું. અને કાનના પડદા ફાટી જાય તેવા 'શમ્ભૌ–ઔ–ઔ'—ના સૂર સાથે તેનું બગાસું હેઠું બેઠું. મારા મિત્રનું વર્તન મને કાંઈક ઉદ્ધત લાગ્યું, તો પણ ઉપર પઝ્યા પઝ્યા તેની વાત સાંભળવા મેં કાન માંડયો.

મારા મિત્રે ચલાવ્યું — 'જુઓ, સાંભળો સાહેબ ! એક ગામડામાં એક ડોસી રહેતી હતી. ડોસીમાની જીવ્હાગ્રે સરસ્વતીનો એવો સરસ વાસ હતો કે, એલફેલ ભાષાનો તો જાણે નર્યો જીવતો જાગતો શબ્દકોષ ! ડોસી હતા બહુ બોલકણાં ને વઢકણાં. જેની તેની સાથે આખડે ને ગાળોનો તો વરસાદ વરસાવે. કોઇને સુખે જંપવા દયે નહીં. ગામ બધાયે હાથ [illegible] ની ગામના લોકોએ

ધના મેરાઇના ઘરમાં હુતો ને હુતી સિવાય બીજો કશો વિસ્તાર નહોતો. ધનો મેરાઈ એકદમ પોતાની સ્ત્રી પાસે ગયો, અને ક્રોધ કરતાં પોતાની સ્ત્રીને કહ્યું કે "લે-ખાંતી જા ! આંવ્યાં તીં આવ્યાં !"

"કોણ આવ્યા ?" દરજણે માટલીમાંથી રોટલો કરવા માટે લોટ કાઢતાં પૂછ્યું.

"એં-મેંમાન." ધનાનું મગજ તપી ગયું.

"તંયે રોટલા વધારે ઘડી નાંખું; બીજું શું? કેટલા જણ છે ?"

"લે-જાં-જાં, મૂખીં ! એંમ તીં રોંટલાં ઘડાંતાં હશે ! માંરા બાંપ ! એક નંઇ, બે નંઇ ને સાતનું ધાંડિયું ? એના બાંપનું આંઈ શું દાટ્યું તું તીં હાલ્યાં આવ્યાં ?" મેરાઇ બબડવા લાગ્યા.

"ત્યારે શું ભૂખ્યા કાઢશો ?"

"હાં, હાં, લેં હું કહું તેંમ કરજેં." ધના મેરાઇએ પોતાની ઓરતના કાનમાં કાંઇક મંત્ર ફૂંક્યો.

દરજીને ત્યાં દરજી મેમાન થાય તે માથે તો ન જ પડે. બે આનાનું ખાય પણ બાર આનાનું શીવણું શીવી આપે. ધના મેરાઇની પેઢીના ખુણામાં શીવણાંનો ઢગલો પડયો હતો. એક એક શીવણ દરેકે હાથમાં લેતાં સાતે જણા શીવવા મંડી પડયા.

"માંબાંપ ! માંફ કરજોં. વાર લાંગી તે ! હંમણાં તૈંમાર થંઈ જંશે." એમ કહી ધનો મેરાઈ બે ત્રણ વાર ઘરમાં જાય અને પાછો પેઢીમાં આવીને મેમાનોને જમવાનું તૈયાર થાય છે એમ કહ્યા કરે. ઘરની અંદરથી કાંઇ ઠામ ખખડવાનો અવાજ પેઢીમાં, આવે તો મેરાઈ પાકી રસોઈની તૈયારી કરતા જણાય છે એમ યુવાનવર્ગ કલ્પના કરે, અને એ તો અભેરાઇ ઉપરથી વાસણ ખખડ્યું લાગે

યુ ચિંતામણી–યુ હલાકુ–યુ ડાકુ–યુ લુટારી–યુ વિશ્વાસઘાતી–યુ ઠગારી–યુ ધુતારી–યુ સાપરાધ પ્રવેશક–યુ અતિક્રમણકાર–યુ આક્રમણકાર–યુ બોમ્બધારી–યુ બદનક્ષીખોર–યુ બેલફેલડી–યુ દારૂડી–જીભડાં ઝલાણી ? યુ હીસ્ટેરીઆ–યુ લ્યુકોરીઆ–યુ મંચુરિયા–યુ સાઇબીરિયા–યુ ટોકિયો–યુ બર્લિન–યુ ન્યુમોનિયા–યુ ડબલ ન્યુમોનિયા–યુ ટાઇફોઇડ–યુ મેનીન-જાઇટીસ–યુ મેલેરિયા–યુ ટાઇફસ–યુ ટીટેનસ–યુ ટીટાનિક–યુ કિવના-ઇન–યુ સ્ટ્રિકનાઇન–યુ ડ્રાઉનીંગ સ્ટ્રીટ–યુ ઝેર કોચલા–યુ કાળીજીરી–યુ વનવડું–યુ કમરકાકડી–યુ અક્કલકરા–યુ મોરથુથુ–યુ રામાયણ–યુ મહાભારત–યુ પુરાણ–યુ ભાગવત–યુ ભેંસ–યુ ગાય–યુ બકરી–યુ ગધેડી......'

'હવે બસ કરો, મ્હારા મહેરબાન !' તે ગૃહસ્થ કંઇક કોચવાઇને વચ્ચે બોલ્યા.

'નહીં. સાહેબ ! સાંકળ તૂટી જાય.' આ વખતે મારા મિત્ર ખરેખર બેઠક ઉપરથી ઉભા થઇ ગયા, અને સિગારેટની ફુંક લેતે લેતે, ધુમાડાના ગોટે ગોટા કાઢતે કાઢતે, આંખના ડોળા તાણતે તાણતે, હાથ લાંબા કરી વાત જમાવવા લાગ્યા કે–'શાન્તથા,–યુ એટના ! યુ હેકલા ! યુ વિસુવિયસ ! યુ ઇટલી ! યુ ફયુજીયામા ! યુ મસાલીની ! જરા મારા સામું જો ! યુ જે. આર–યુ. જે. ડી. આર–યુ. એમ. આર-યુ આર. એમ. આર.-યુ આર. એમ.-યુ એન. ડબલ્યુ આર-યુ આઇ આર–યુ બી. એન. આર–યુ એમ. એસ. એમ. આર–યુ જી. આઇ. પી–યુ હવે સમજ !–યુ બીકણબાઈ !–યુ બાબાશાઈ !–યુ બી. બી. સી. આઈ–યુ વસ્સાઈ–યુ નાલ્લા સોપારા–યુ વિરાર–યુ–સફાલા–યુ કેલ્વા રોડ...'

આ સઘળો વખત પેલાભાઇ તો સંકોડાઇને પશ્ચિમના ખુણા ભણીં પાછા પડયે જતા હતા. વાત અચબૂચ અટકી. મારો રસ

હવે તો ગામમાંથી દાળિયા લઇને ચાલો ફાકીએ." યુવાનો બોલી ઉઠયા.

"એ-ધના મેરાઇનો હવે તો રોટલો જમ્યા વિના જવાય જ નહીં. આપણને એણે આકરા સોગન આપ્યા છે." બુઢ્ઢાઓ બોલ્યા.

"જોયા એના સોગન!" યુવાનો ધના મેરાઇ ઉપર ગુસ્સે ભરાયા. પેઢીમાં પાછા આવતા મેમાનો મુંગા મુંગા વિચારમાં પડી ગયા. બે ચાર વાર તો કોઇ છોકરો રસ્તા ઉપરથી પેઢીની અંદર ડોકું કાઢી જતો, તે ઉપરથી યુવાનોએ અટકળ કરી કે- આપણી જરૂર હાંસી થાય છે, આમ ગામવાળા જોવા આવતા લાગે છે. યુવાનો કહે કે-'ધનાની બાયડી કભારજા એટલે આપણી આ સ્થિતિ થઇ.' ત્યારે બુઢ્ઢાઓ કહેવા લાગ્યા કે 'ધનો ઢોંગી છે એટલે આ પરિણામ આવ્યું, બાકી તેની બૈરીનો જરા પણ વાંક નથી.'

બે'ક કલાક પેઢીમાં વૃદ્ધો અને યુવાનો વચ્ચે વાદવિવાદને અંતે એમ નિર્ણય થયો કે- કયો પક્ષ સાચો અને કયો ખોટો તે નક્કી કરવા ભુખ વેઠીને પણ આંહી રોકાવું અને ધના મેરાઇના રસોડાના મેડા ઉપર બધાએ સંતાઇ રહેવું. તે નિર્ણય પ્રમાણે સાતે મેમાનો ધના મેરાઇના રસોડાના મેડા ઉપર ચડીને સંકોડાઇને મુંગા મુંગા આડે પડખે પડયા રહ્યા.

પેઢી ખાલી થઈ છે એમ છોકરા મારફત તપાસ કરાવતાં ધના મેરાઈની ખાત્રી થતાં, મેરાઇ અને તેની બૈરી પાછાં ઘરમાં આવ્યાં અને રસોડાં તરફ પ્રયાણ કર્યું.

"હાંસ પાંપ ગ્યું! લે-હવે જલ્દી રોટલાં ઘડી નાંખ. ભુંખે તો મારૂં પેટ ચોંડવાંઇ ગ્યું." ધનાએ હર્ષમાં આવી જઇ ડાખલી કુટી.

## ૫ રોટલાનો ચોર

શી ભાષાની ભૂલ! કેવો અર્થનો અનર્થ! મારો તો કહી કહીને જીભનો લવો વળી ગયો કે – આપણી ભાષા કોઈ દિવસ માણસના માથાં કપાવશે. આ ભાષાને 'ગીર્વાણ ગીરા' કહીને સાતમે આસમાને ચડાવનાર પ્રેમાનન્દે કાંઇ વિચાર નહી કર્યો હોય! ગૂજરાતી સાહિત્ય પરિષદ તો જોડણી અને માત્રાની માથાકૂટમાંથી માથું ઉંચું કરે ત્યારેજ ખબર પડે ને! બાકી તો આ ભાષાને કોઈ ઠેકાણે લાવો, નહીંતર તેનું ખૂન થઇ જશે!

'રોટલાનો ચોર'–એ શબ્દ પ્રયોગ શું સત્ય છે? 'ચોરી'ની વ્યાખ્યા તો એજ કે–કાંઇ પણ ચીજ કે વસ્તુ તેના માલિક કે કબ્જેદારના કબ્જામાંથી તેની પરવાનગી વગર બદ દાનતથી ઉપાડી લેવી.' અર્થાત્ મારો રોટલો કોઇ કુતરૂં જોતજોતામાં ખેંચી જાય, અગર કોઇ ભિખારી કે ભામટો મને પૂછ્યા વિના ઉપાડી જાય તો તે 'રોટલાનો ચોર' કહેવાય, તે તો બરાબર છે. તેજ ન્યાયે હું પણ જો કોઇને ત્યાંથી તેની પરવાનગી વગર તેનો રોટલો આ અન્નસંકટના કાળમાં ખેંચી લાવું તો હું પણ 'રોટલાનો ચોર' કહેવાઉં. પરંતુ કોઇ પણ મૂર્ખ કે ફુલણજી બનીને મને તેને ત્યાં રોટલો ખવડાવે, અને હું પણ તેને ઘેર પહોળો થઈ ઝાપટી

અંગ્રેજો આવ્યા પહેલાં હિન્દુસ્તાનના રાજ્યોમાં રાજકારભાર જીભે અગર ચિઠ્ઠીપત્રીથી ચાલતો. વસતીની અરજનો 'ત્યાંને ત્યાં નિકાલ કે ખુલાસો થઈ જતો. 'કામદાર'–'કોઠારી'–'કાજી' અને 'કોટવાલ' એવા ચાર કકાથી વિશેષ નોકરો પણ તે કાળમાં નહોતા. ધીમે ધીમે રાજ્યમાં નોખાં નોખાં ખાતાં નિર્ણિત થયા. દરેકની સિમાડા અને હદ મુકરર થઈ; અને ખાતાં ખાતાં વચ્ચે પત્રવ્યવહારથી કામની પધ્ધતિ દાખલ થઈ. એ પત્રવ્યવહારના કાગળીઆ જે પૂંઠિયામાં રખાય, તે પુંઠા ઉપર લાલ દોરી કે પટી વિંટાળવામાં આવે, માટે અંગ્રેજીમાં તેને **Red Tapeism** કહે છે, અને ગૂજરાતીમાં તુમાર કહેવાય છે. તુમારની એ પદ્ધતિ અનવય તમારા પુત્રની જાન બહાર લઇ જવા માટે, સલામતી ખાતર, એકાદ દરબારી હથી-આરબંધ સિપાઈ લઈ જવાની જરૂર પડે, તો તમે સીધા હજૂર પાસે જઇને અરજ ન કરી શકો. પણ તમારે તો પ્રથમ પોલીસ ખાતાના નીચલા અધિકારી, યાને ફોજદારને લેખિત અરજ કરવી જોઇએ. એ અરજી તળે ફોજદાર પોતાના ખાતાના ઉપરીને લખે. જો ફોજદારને સીધી રીતે ખાતાના ઉપરીને લખાણ મોકલવા સત્તા ન હોય, તો ઇન્સ્પેકટર મારફત એ લખાણ જવું જોઇએ. ઇન્સ્પેકટરના રવાનાના શેરા સાથે લખાણ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટની ઓફીસમાં પોંચ્યા પછી

## ૫ રોટલાનો ચોર

શી ભાષાની ભૂલ ! કેવો અર્થનો અનર્થ ! મારો તો કહી કહીને જીભનો લવો વળી ગયો કે – આપણી ભાષા કોઈ દિવસ માણસના માથાં કપાવશે. આ ભાષાને 'ગીર્વાણ ગીરા' કહીને સાતમે આસમાને ચડાવનાર પ્રેમાનન્દે કાંઇ વિચાર નહી કર્યો હોય ! ગૂજરાતી સાહિત્ય પરિષદ તો જોડણી અને માત્રાની માથાકૂટમાંથી માથું ઉંચું કરે ત્યારેજ ખબર પડે ને ! બાકી તો આ ભાષાને કોઈ ઠેકાણે લાવો, નહીંતર તેનું ખૂન થઇ જશે !

'રોટલાનો ચોર'—એ શબ્દ પ્રયોગ શું સત્ય છે ? 'ચોરી'ની વ્યાખ્યા તો એજ કે–કોઇ પણ ચીજ કે વસ્તુ તેના માલિક કે કબ્જેદારના કબ્જામાંથી તેની પરવાનગી વગર બદ દાનતથી ઉપાડી લેવી.' અર્થાત્ મારો રોટલો કોઇ કુતરૂં જોતજોતામાં ખેંચી જાય, અગર કોઇ ભિખારી કે ભામટો મને પૂછ્યા વિના ઉપાડી જાય તો તે 'રોટલાનો ચોર' કહેવાય, તે તો બરાબર છે. તેજ ન્યાયે હું પણ જો કોઇને ત્યાંથી તેની પરવાનગી વગર તેનો રોટલો આ અન્નસંકટના કાળમાં ખેંચી લાવું તો હું પણ 'રોટલાનો ચોર' કહેવાઉં. પરંતુ કોઇ પણ મૂર્ખ કે ફૂલણજી બનીને મને તેને ત્યાં રોટલો ખવડાવે, અને હું પણ તેને ઘેર પહોળો થઈ ઝાપટી

(૨) શહેરમાં નાક ફાટી જાય તેવી ગંદકી જોવામાં આવી.
(૩) ગામમાં થોકબંધ કૂતરાં ભાળ્યાં.

**પહેલા તુમાર** નીચે લખ્યું કે—'નામદાર દીવાનજી સાહેબ પધાર્યા તે રોજ ભારે પવનને લીધે ખીલી ઢીલી થવાથી પાટીઉં ખાંગુ થઈ ગયેલ, તે ખીલી મજબુત બેસડાવી સીધું કરાવ્યું છે.' એ તુમાર પાછો ન ફર્યો, એટલે ફેંસલ થયો માનવો.

**બીજા તુમાર** નીચે જણાવ્યું કે— 'શહેર બહુ મોટું છે. માટે કયે સ્થળે ગંદકી ભાળી એ ચોકસ વિગત મહેરબાનીથી અપાય તો ખુલાસો થઇ શકે.' તે તળે લખાઈ આવ્યું કે— 'ખુદ દરબારગઢમાં'. જેથી ફરી પૂછયું કે 'દરબારગઢ પણ મોટો છે, તેના કયા ભાગમાં એ જો સ્પષ્ટ થાય તો કૃપા.' એટલે ઉતર આવ્યો કે— 'દરબારગઢનો ફલાણો ખાંચો.' જેથી ખુલાસો કર્યો કે— 'એ ખાંચો પોલીસખાતાં હસ્તક છે, અને પોલીસના ઘોડા ત્યાં બંધાય છે. પોલીસખાતાનો ભંગી મ્યુનીસિપાલીટીના તાબામાં નથી માટે આ ખાતું એ ગંદકી માટે જવાબદાર નથી તે વિદિત થાય.' જાય બિલાડી મોભામોભ. તુમાર ઊડીને જઇ પડયો— પોલીસખાતાના કપાળ ઉપર.

**ત્રીજા તુમાર** તળે ખુલાસો કર્યો કે— 'નામદાર દીવાનજી સાહેબનો મુકામ થયો તે વખતે ગામમાં ઘણાં કુતરાં હતા એ ખરી વાત છે. કુતરાં મ્યુનિસિપાલીટી તરફથી પકડવાનું ધોરણ છે, પરંતુ ચોમાસાના ચાર માસ પકડવાનું મોકુફ રાખવા નંબર...... તારીખનો હજુર હુકમ છે. દિવાન સાહેબ પધાર્યા પહેલાં પંદર દિવસ અગાઉ કુતરાં પકડવાની મોસમ ચાલુ થઇ. એક ગાડી કુતરાં મોકલ્યાં; અને બીજી ગાડી બહારગામ લઇ જવા માટે હાંકવાનું કરતાં, ગાડીનું ડાબું પૈડું નીકળી ગયું. એ પૈડું વુંછડા લુહાર પાસે સમું કરાવવા ઓફિસ સુપ્રિ. ખાતેથી લખાઇ આવ્યું. 'તપાસ

કે વ્હીલરને આંગળી વટીક પણ ન અડકાડી, કે વિલાયતી કાપલી સરખી યે ન વેતરી. બલ્કે દરજીના દિકરાઓને તો એ પોકારી પોકારીને કહેતો કે, '–એ બાપલાં ! આં હંચા આંપણું નખોદ વાળશે', એ–આંપણને ભુંખ ભેળાં કરી દેશે.' ધના મેરાઇનો ટેભો એટલે ચાર નંબરના પાણકોરામાં કાણું સરખું યે ન પડે, એવી અજોડ શીવણકલા ! ભાંભરા પાણી સાથે દાળનો મેળ ખાય, પણ કાપડના કટકા સાથે દોરાનો મેળ ન ખાય–એ ધના મેરાઇનો ધરખમ બખિયો. ધના મેરાઇને હાથે શીવેલું કપડું મનુષ્ય કરતાં ખેતરના ચાડિયાને બરનું ખાસ ગણાતું, જેથી ચાડિયાને તેના વસ્ત્ર–પરિધાન કરાવવાથી, ખેતરનો મોલ પશુ, પક્ષી કે ચોરથી સુરક્ષિત રહેતો, માટે જ 'Tailer–made man' [મેરાઈ કૃત માણસ] ની આધુનિક જાહેર ખબરનું મૂળ ધનો મેરાઈ જ ગણાય. 'સઇની સાંજ' એ કહેવતના મૂળ ઉત્પાદક તો ધનો મેરાઇ જ હતા. ધના મેરાઇની જેવી સર્વાંગ શીવણકલા તેવી જ તેની સુન્દર વાણીકલા ! મધ અને માખણનો મેળ તેની જીભને ટેરવે પૂરેપૂરો મળેલો હતો. જેને ઘેર ધનો મેરાઈ મેમાન થાય તેના ઘરનો રોટલો ખાતે ખાતે–'આંહાંહાં–હાં–હાં ! સું સરંસ દાંળ ! સું સરંસ રોંટલો ! એ બાંપલા ઈ તો જીંના ઘરમાં પદંમણી હોંય તેની આંવી રસોંયું હોંય !'–એમ પાકશાસ્ત્રની સ્તુતિ કરે. જેથી ઘરધણીઆણી ફુલાઇને બે રોટલા અદકા પીરસે, કે ઘરધણી બે રોજ વધારે રોકે; અને રોકાય એમાં ધના મેરાઇનો શો ગુન્હો ? છતાં 'પારકે ઘેર ધમ્મો મંગળ ને પોતાને ત્યાં બાધ્રામંડળ' એવું દોષારોપણ ધના મેરાઇને શિર તેની નાત મૂકે છે.

એક રોજ દરજીના જણો બીજે ગામ ખરખરે જવા નિકળ્યા. પાંચ ગાઉનો પંથ પગપાળા સવારના સાત વાગ્યે ચાલે તો બપોરના બાર વાગ્યે તો ખુશીથી કાપી નાખે, એટલે શિરામણ કરવા પણ ન રોકાતાં આ નાતિલાઓ પ્રભાતના નીકળી પડયા. સાત જણમાં ત્રણ

પણ અમારી મૂંઝવણ આખર ટળી. કારણ થોડારોજ પછી હજુરમાંથી હુકમ આવ્યો કે–કુતરાં પકડવાનું બંધ રાખવા ફરમાન કરવામાં આવે છે.

\+ \+ \+

શહેરની ગીચ વસતિને ગામ બહાર વસવાની સગવડતા ખાતર ખુલ્લી જમીનના લ્લાટનો અમે સર્વેયર પાસે નકશો બનાવરાવ્યો. નામદાર હજુરશ્રીને એ નકશો રૂબરૂ બતાવી નિવેદન કરતાં, Nice Idea એવું પ્રોત્સાહન મળતાં, જુવાનીનું જોમ, તેમાં વળી બાપુએ વાંસો થાબડયો, પછી તો યોજના પરિપૂર્ણ કરવા માટે ઠેકડા જ મરાય. એ લ્લાટના ખરાબાવાળી જમીન રેવન્યુખાતા હસ્તક હોઇ તે ખાતાને પૂછતાં, ત્યાંથી એ જમીન મ્યુનિસિપાલીટીને આપવા હરકત નથી એમ સંમતિ મળી. જેથી લ્લાટની યોજના મંજુર કરી મોકલવા હજુરમાં રિપોર્ટ કરતા, ત્યાંથી — એ યોજના વિશે ચર્ચા કરી અભિપ્રાય આપવા મ્યુનિસીપાલીટી, રેવન્યુ, અને બાંધકામખાતું એમ ત્રણ ખાતાના ઉપરીઓની સમિતિ નીમાઈ આવી. તુમાર મ્યુનિસીપાલીટીથી ઉત્પન્ન થયેલો હોઈ, અને અમે તે સમિતિના એક સભ્ય હોઇ, કમિટી ભેગી કરવા અમુક વખત તો તુમારની ફેંકાફેંક થઇ. કોઈ મુદત રેવન્યુખાતાને અગવડતાવાળી લાગે, કોઈ બાંધકામને અનુકૂળ ન હોય, એમ કેટલોક સમય વ્યતિત થયો. માનવ જિંદગીની અવધ નિશ્ચિત નથી હોતી, પરંતુ તુમારના અમલની અવધ ઘણે ઠેકાણે નિર્ણિત થયેલી હોય છે. તે અવધની અંદર તુમારને જીવનો ન પહોંચાડાય, તો મોગલાઈની પેઠેમ 'મોસલી' જેવો દંડ પણ કપાળે ચોંટી બેસે. એટલે હાં–માં–હા–માં–કરીને આખરે અમૂક તિથિએ સમિતિ ભેળી મળી. બાંધકામ ખાતાના ઉપરી સાહેબે સીતેર દીવાળી અને એક્કાતેર હોળી જોયેલી, જેથી અમારા વડીલ જેવા હોઈ, અમે બંને અધિકારીઓ તેમને ઉતારે ગયા.

" બાંપલાં ! ધંન ઘડી ! ધંન ભાગ ! માં–બાપ ! આંજ તો મારાં ગરીબનું આંગણું પાંવન કર્યું. આંજે બધાં ભૂલા પડમાં કે શું ? " પેઢીમાં બધા સાંકડે મોકડે સ્વસ્થ થતાં ધનો મેરાઇ બે હાથ જોડી પૂછવા લાગ્યો.

" ધના મેરાઇ ! આ આપણા દમા મેરાઇની દીકરીના નંણદોઈની સાળી રાંડી'તી ત્યાં બધા ખરખરે જઇએ છીએ. "

" ખરૂં, ખરૂં, બે–ભાંરે ગંજબ થંઇ ગ્યોં. પુંભડાં જેંટલી છોકરી ! મુંળાં મેંરાઇને ધાં બહું બહું વાંગ્યોં. પરભું કરેં તેં ખરીં. એમાં આપણું કાંઈ ગજું નથીં. પણ હવેં રોંટલાં ખાધાં વિંના નંઈ જવાંય. "

" ધના મેરાઈ ! અમે હમણાં પોંચી જઇશું. આ તો અમને થયું કે ધના મેરાઇના ગામ પાસેથી નિકળ્યા ને મેરાઇને મળ્યા વિના જઇએ તો ધોખો કરે. " બુઢ્ઢા મોંણુ નાંખવા મંડયા.

" ધોંખોં તો થાંય જ નેં ! હ્યોં હવે તાંણ–મ–તાંણ કંરાવે એને મારાં સંમ છેં. "

" ધના મેરાઈ ! એ તરખડ હવે રહેવાં દ્યોની ! "

" એં–રોંટલાં ખાધાં વિનાં જાંય એને અગણોતરાનું પાંપ છે–બંસ, એંટલાંમાં સમજી જાંઓ. "

" હં, હં, મેરાઈ ! આવા આકરા સોગંન ! " બધા બોલી ઉઠયા.

" તંયે પછીં–મારૂં નાંક કાંપી નાંખવું છેં કેં શું ? "–કહેતો ધનો મેરાઇ પેઢીના અંદરના બાંરણામાં થઇને પોતાના ઘરમાં ચાલ્યોં ગયો.

પણ અમારી મૂંઝવણ આખર ટળી. કારણ થોડારોજ પછી હજુરમાંથી હુકમ આવ્યો કે–કુતરાં પકડવાનું બંધ રાખવા ફરમાન કરવામાં આવે છે.

+ + +

શહેરની ગીચ વસતિને ગામ બહાર વસવાની સગવડતા ખાતર ખુલ્લી જમીનના લાટનો અમે સર્વેયર પાસે નકશો બનાવરાવ્યો. નામદાર હજુરશ્રીને એ નકશો રૂબરૂ બતાવી નિવેદન કરતાં, Nice Idea એવું પ્રોત્સાહન મળતાં, જુવાનીનું જોમ, તેમાં વળી બાપુએ વાંસો થાબડયો, પછી તો યોજના પરિપૂર્ણ કરવા માટે ઠેકડા જ મરાય. એ લાટના ખરાબાવાળી જમીન રેવન્યુખાતાં હસ્તક હોઇ તે ખાતાને પૂછતાં, ત્યાંથી એ જમીન મ્યુનિસિપાલીટીને આપવા હરકત નથી એમ સંમતિ મળી. જેથી લાટની યોજના મંજુર કરી મોકલવા હજુરમાં રિપોર્ટ કરતા, ત્યાંથી — એ યોજના વિશે ચર્ચા કરી અભિપ્રાય આપવા મ્યુનિસીપાલીટી, રેવન્યુ, અને બાંધકામખાતું એમ ત્રણ ખાતાના ઉપરીઓની સમિતિ નીમાઈ આવી. તુમાર મ્યુનિસીપાલીટીથી ઉત્પન્ન થયેલો હોઈ, અને અમે તે સમિતિના એક સભ્ય હોઇ, કમિટી ભેગી કરવા અમુક વખત તો તુમારની ફેંકાફેંક થઇ. કોઈ મુદત રેવન્યુખાતાને અગવડતાવાળી લાગે, કોઈ બાંધકામને અનુકૂળ ન હોય, એમ કેટલોક સમય વ્યતિત થયો. માનવ જિંદગીની અવધ નિશ્ચિત નથી હોતી, પરંતુ તુમારના અમલની અવધ ઘણે ઠેકાણે નિશ્ચિંત થયેલી હોય છે. તે અવધની અંદર તુમારને છેવનો ન પહોંચાડાય, તો મોગલાઈની પેઠેમ 'મોસલી' જેવો દંડ પણ કપાળે ચોંટી બેસે. એટલે હાં–માં–હા–માં–કરીને આખરે અમૂક તિથિએ સમિતિ ભેળી મળી. બાંધકામ ખાતાના ઉપરી સાહેબે સીતેર દીવાળી અને એકોતેર હોળી જોયેલી, જેથી અમારા વડીલ જેવા હોઈ, અમે બંને અધિકારીઓ તેમને ઉતારે ગયાં.

રોટલો તૈયાર થતાં ધનાની થાળીમાં તે નાખતાં ધનાની બૈરી હસતાં હસતાં બોલી ઉઠી કે–' હું કેવી લાસી, કે લોટની માટલી લઈને નાસી.' હાથમાં રોટલાનું બટકું લેતાં લેતાં ધનો મેરાઇ બોલ્યો કે–' હું કેવો ડાંયો, કે ઘોંકો લઇને પાંછળ ધાંયો.' તરતજ રસોડાના મેડા ઉપરથી એકસામટો અવાજ આવ્યો: ' અમે કેવા પાકા, કે હવે ખાશું ભત્રીજો ને કાકા.'

મેડા ઉપરથી પરિચિત અવાજ સાંભળીને ધનાના હાથમાંથી રોટલાનું બટકું પડી ગયું. તેણે ચમકીને ઉપર જોતાં પૂછ્યું: "ઇ કોણ ?"

"એ તો તમારા મેમાન."-એમ કહીને સાતે જણા મેડા ઉપરથી ઉતરી ધના સામે ઉભા રહીને બોલ્યા: "કેમ મેરાઈ ! એકલા એકલા રોટલો ખાવો છે ?" ધનાના રોટલામાં સાતે જણાએ પરાણે ભાગ પડાવ્યો. હવે કહો જોઇએ–' રોટલાનો ચોર કોણ ? મેરાઈ કે મેમાન ?'

ફેરવવું કે ગામની નદી ફેરવવી,' એ મહત્વનો પ્રશ્ન ઊઠે છે. તેનો હજુરશ્રીમાંથી નિર્ણય થયા વિના એ બાબતનો નિકાલ થવો મુશ્કેલ છે એવો અમારો સર્વાનુમતે અભિપ્રાય છે.'

એ લખાણ તળે અમે ત્રણે સભ્યોએ સહી કરી; અને તુમાર એવો ઊડયો, કે તે દીની ઘડી અને આજનો દિવસ.

X X X X

શહેરના એક ચોરાના ખાંચામાં કપાસનો થોડોક ઢગલો પડયો હશે, તે કોઇનો તણખો પડવાથી અકસ્માત બળી ગયો. પોલીસ ખાતાએ દસ્તુર મુજબ બિગાડનો રીપોર્ટ તેના ખાતા ઉપર મોકલી આપ્યો. તેજ પ્રમાણે મ્યુનિસિપાલીટી તરફથી પણ હજુરમાં મામુલી રીપોર્ટ કર્યો કે–અરધી સુંડલી જેટલો કપાસ ખાંચામાં અકસ્માત બળી ગયો. મ્યુનિસિપાલીટીના બંબા આગ ઠારવા માટે તૈયાર થઇને નીકળવા પહેલા ચોરામાં બેઠેલા શખ્સોએ આગ ઠારી નાખી હતી. નુકસાન માત્ર ચાર કાવડીઆનું થયેલ છે.

એ રિપોર્ટ તળે દીવાન ઓફિસથી ચેક થયો કે–' એવી અગ્નિથી નાશ થાય તેવી ચીજ વસતિઆણ ભાગમાં કેમ રહેવા પામી તેનો ખુલાસો કરશો.'

ખુલાસો કર્યો કે–' કોઈ ખેડૂત પોતાના ખેતરમાં નિપજેલ કપાસનો નમૂનો દાયરામાં બતાવવા લાવેલ, તે ખાંચામાં ફેંકી દીધેલ જણાય છે.'

વળી ફણગો ફુટયો–'એવી અગ્નિ-નાશક ચીજ માટે મ્યુનિસિપાલીટીના ધારામાં કાંઈ સમાસ છે કે ?'

જવાબ આપ્યો કે ' ઘાસલેટ–પેટ્રોલ ઇત્યાદિ માટે છે, તે સિવાયના માટે નથી.'

ફરી હુકમ થયો કે–' અગ્નિથી નાશ થાય એવી ચીજ મ્યુનિસિપલ હદમાં રાખવા માટે નિયમન ઘડી મોકલશો.'

રોટલો તૈયાર થતાં ધનાની થાળીમાં તે નાખતાં ધનાની બૈરી હસતાં હસતાં બોલી ઉઠી કે–'હું કેવી લાસી, કે લોટની માટલી લઈને નાસી.' હાથમાં રોટલાનું બટકું લેતાં લેતાં ધનો મેરાઇ બોલ્યો કે–'હું કેવો ડાંયો, કે ઘોડાં લઇને પાંછળ ધાંયો.' તરતજ રસોડાના મેડા ઉપરથી એકસામટો અવાજ આવ્યો: 'અમે કેવા પાકા, કે હવે ખાશું ભત્રીજો ને કાકા.'

મેડા ઉપરથી પરિચિત અવાજ સાંભળીને ધનાના હાથમાંથી રોટલાનું બટકું પડી ગયું. તેણે ચમકીને ઉપર જોતાં પૂછ્યું: "ઇ કોણ ?"

"એ તો તમારા મેમાન."–એમ કહીને સાતે જણા મેડા ઉપરથી ઉતરી ધના સામે ઉભા રહીને બોલ્યા: "કેમ મેરાઈ! એકલા એકલા રોટલો ખાવો છે?" ધનાના રોટલામાં સાતે જણાએ પરાણે ભાગ પડાવ્યો. હવે કહો જાઇએ–'રોટલાનો ચોર કોણ? મેરાઈ કે મેમાન?'

# ૭ ભવિષ્યની ભીતરમાં

“ ઓહ! તમે સાંભળ્યું ? ”

“ શું ? ”

“ મકાલેમાં મુશળધાર વરસાદ પડ્યો. અને પછી ધરતીકંપ થયો. ”

“ હેં ! ”

“ હા—જમીન ફાટી અને ડ—ઓનોની ખચરની આખી ટુકડી ધરતીમાં ગરક થઇ ગઇ; પછી જે વંટોળીઓ વાયો કે રાસ—સુસા એડોવાથી આકસમ ઉડી પડ્યો, અને રાસ ગુસ્સાનો જુસ્સો નરમ પડી ગયો. ”

“ અરરર ” હું પણ જરા પાછળ પડી ગયો.

અમારૂં કલબ આલમની અજાયબીનું સંગ્રહસ્થાન છે, જ્યાં અલકમલકના તાજા તમતમતા વર્તમાન પૃથ્વીના કોઇપણ ખુણામાંથી ઘડીની છઠ્ઠી પળમાં સૌથી પ્રથમ આવી પોંચે છે. એક તો ઘરથી કંટાળેલા, જરા આરામ લેવા કલબમાં આવ્યા હોઇએ, તેમાં વળી કલબના અમારા સભ્યો આ પ્રમાણે માથું ખાય એ કેમ પોસાય ! મારી છાતી મુળથી પોચી, તેમાં આવા હિંદ સનસનાટીભર્યાં સમાચારથી થડકો ઉપડે એમાં આશ્ચર્ય શું ! આપણે તો એક

અમુક વખત થાક ખાય, પછી વંચાણમાં આવે. જો પોલીસ સુપ્રિ. ને પરભાર્યાં હુકમ કરવાની સત્તા ન હોય, તો તેણે હઝૂરમાં લખવું જોઇએ. હઝૂરઓફિસમાંથી વખતે ફણગાં ફુટે કે–' એ પ્રમાણે વસતિને સિપાઈ આપવાનું ધોરણ છે ? ' જો ધોરણ ન હોય તો તેવા ધારાનો ખરડો કરી મોકલવા ન્યાય અને પોલીસ ખાતાની કમિટીનો હુકમ થાય. તે આધારે બે ત્રણ બેઠકો મળ્યા પછી ધારાનો ખરડો તૈયાર કરી હઝૂરમાં મોકલે. અને જો એ ધારો મંજુર થાય, તો પછી તેનો દાખલો લાગતા વળગતા ખાતામાં રખાય; અને એ હજુર મંજુરીના આધારે સિપાઇ આપવાનો હુકમ પોલીસ ખાતેથી થાય. તુમારની આ બધી અંટપટી વિધિઓ, એ કાંઇ ચટ ને પટ લાડવો ખાવા જેવી બાબત નથી, પણ કોણીનો ગોળ તાળવે ચાટવા જેવી કરામત છે. એમાં તો સમયનો પ્રાધાન્ય પ્રશ્ન છે. આટો અને આવરદા પણ જોઇએ. જેથી સિપાઇને જાનમાં લઈ જવાનો તમને ફોજદાર તરફથી હુકમ મળે ત્યારે વખતે તમારા પુત્રને ઘેર પણ પુત્રનો પ્રસવ થઇ ચુકયો હોય ! માટેજ પત્રવ્યવહારની આ ' તુમાર ' પદ્ધતિને ' તું–માર ' પણ કહી શકાય. અર્થાત કાગળને ધક્કે ચઢેલી બાબતને ' હું મારૂં કે તું–માર ' એજ રહસ્ય હોય છે. આવા તુમારના તરંગો ઘણાંય મારી સ્મૃતિમાં છે.

અમે એક શહેરની મ્યુનિસિપાલીટીના માનદ પ્રમુખ હતા. એક રોજ દીવાન સાહેબ અચણુચ શહેરની મુલાકાત લઇને પાછા રાજધાનીમાં ચાલ્યા ગયા. કાંઈપણ ખામી વિષે રૂબરૂમાં કશી પૂછપરછ ન થઈ, એટલે અમે માન્યું કે દીવાન સાહેબને મ્યુનિસિપાલીટીના કાર્યથી સંતોષ થયો હશે. ત્યાં તો અઠવાડીઆની અંદર ખામીના ખુલાસા માટે ત્રણ ડેમીઓ હજુર ઓફીસમાંથી છુટીઃ

(૧) ફલાણી ગલીને નાકે પાટીઉ વાંકુ હતુ.

"તમારા સમયમાં ઉડ્ડયન–કલાના તો માત્ર પગરણ મંડાયેલા. એ કલાનો વિકાસ થતે થતે મનુષ્યને વિદ્યુત–પાંખો મળી. પછી શા માટે એકજ ખુણામાં ભરાઇ બેસે! આકાશ, પાતાળ, અને પૃથ્વી ગમે તે લોકમાં મનુષ્યો વિચરે છે અને ઠીક પડે ત્યાં રહે છે. આજે 'મંગળ'માં મોટો મેચ છે તે જોવા પૃથ્વીના માનવોનો મોટો ભાગ ત્યાં ગયો છે."

"અરે—માબાપ! આંહી અમારી મોટી મોટી મીલો હતી તે બધી ક્યાં?"

"હં. પેલા લાંબા લાંબા ભુંગળામાંથી ધુમાડાની વાસ નીકળતી, અને તમારા ફેંફસાંને ખાઇ જતી એજ કે?"

"હાં. એજ. એજ."

"એ તમારી મીલોનો અર્થ શો? મનુષ્યના અંગઢાંકણ માટે સુતર કાંતે અને કાપડ વણે એટલુંજ ના! આ મેં પેર્યું છે એ શું છે?"

"રાખોડી રંગનું કોઈ મીલનું કાપડ લાગે છે. કાં–પછી હાથ–વણાટનું પણ હોય."

"નહીં. એ રસાયણી વસ્ત્ર છે. ન ફાટયું ફાટે, ન તુટયું તુટે, ન ઉદ્ધઇ લાગે, ન મેલ લાગે, ન અગ્નિમાં બળે કે ન પાણીમાં ભીંજાય. મારા બાપના બાપના દાદાના દદાવાના વખતથી ઉત્તરો ઉત્તર આ વસ્ત્ર વારસામાં ચાલ્યું આવે છે."

"ઓ હો હો! ત્યારે તો–અંગવસ્ત્ર માટે કપાસની ખેતી, કપાસ લોઢવાના કારખાના, રૂની ગાંસડી બાંધવાના પ્રેસ, અને મીલો ઉપરાંત કાપડીઆ, અને દરજી એ બધાની તમારે કશી જરૂર નજ રહી. એ તો બરાબર ગળે ઉતરે છે. વાહ! આ બધી બુદ્ધિ કેળવવા માટે

કરાવતાં એ લુહાર પરદેશ ગયો છે તો શું કરવું'— એમ [illegible] ખાતે પુછાવતાં, ત્યાંથી જવાબ આવ્યો કે—' એ લુહાર [illegible] સમું કરાવવું.' એટલે લુહાર પરદેશથી આવતાં સુધી [illegible] કરાવવાનું મુલતવીમાં છે. ત્યાં સુધી કુતરાંનો વધારો થવા [illegible] સબબ વિશેષ રૂપિયા ત્રણસોની ગ્રાંટ મંજુર કરવા મહેરબાની [illegible] ઇત્યાદિ.' દિવાન સાહેબે તે તળે પૂછ્યું કે 'વિશેષ રકમની શું જરૂર છે તે સ્પષ્ટ લખાઈ આવવું જોઇએ.' જેથી તે નીચે [illegible] કર્યો કે 'એક તો ગામમાં કુતરાંનું વિયાજણ વધતું જાય છે, [illegible] તરફ સીમાડા ઉપરથી પરગામના કુતરાંની પણ આ શહેરમાં [illegible] થતી થાય છે; કુતરાં પકડવાની વાર્ષિક ગ્રાંટ લગભગ ખવાઇ [illegible] માટે વિશેષ રકમની જરૂર છે તે વિદિત થાય.' તે તળે દિવાન સાહેબે હુકમ કર્યો કે—' જે ગ્રાંટ છે તેમાં રોડવવું. પરગામના કુતરાં ગામમાં ન આવે તેનો પાકો બંદોબસ્ત કરવો.' 'હજુર હુકમ ચુસ્તપણે અમલ થઇ જવા રવાના આજમ મ્યુ. સેક્રેટરી તરફ' એવા શેરા સાથે તે તુમાર મ્યુ. સેક્રેટરીને મોકલતાં, તે નીચે—' ઉપરના ફરમાન મુજબ બરાબર અમલ કરવા આ હુકમ જિલ્લાના ચપરાસીઓને બતાવવો'—એવા શેરા ઉપર સેક્રેટરીએ ચપરાસીઓની સહીઓ લીધી. ચપરાસીઓ ઓફિસમાં ગોષ્ઠીરો કરવા લાગ્યા કે—' સાહેબ! અમે આમાં કંઈ સમજતા નથી. અમે ગરીબ માણસ નાહક મરી રહીશું. જવાબદારી બધી અમારા ઉપર નખાય છે. બહાર ગામના કુતરાં ગામમાં આવે તેને અમે શી રીતે અટકાવીએ! શું અમારે દરવાજે દરવાજે બેસવું? અને કુતરાં દાખલ થવા આવે તો તેને કહેવું કે— ખબરદાર! આવશો નહિં; ચાલ્યા જાઓ.'

'એ તમે જાણો. હજુર હુકમ પ્રમાણે બરાબર અમલ કરવાનો છે એટલું જ હું કહી શકું.' સેક્રેટરીએ જવાબ વાળ્યો.

"તમારા સમયમાં ઉડ્ડયન-કલાના તો માત્ર પગરણ મંડાયેલાં. એ કલાનો વિકાસ થતે થતે મનુષ્યને વિદ્યુત-પાંખો મળી. પછી શા માટે એકજ ખુણામાં ભરાઇ બેસે! આકાશ, પાતાળ, અને પૃથ્વી ગમે તે લોકમાં મનુષ્યો વિચરે છે અને ઠીક પડે ત્યાં રહે છે. આજે 'મંગળ'માં મોટો મેચ છે તે જોવા પૃથ્વીના માનવોનો મોટો ભાગ ત્યાં ગયો છે."

"અરે—બાપાપ! આંહી અમારી મોટી મોટી મીલો હતી તે બધી ક્યાં?"

"હં. પેલા લાંબા લાંબા ભુંગળામાંથી ધુમાડાની વાસ નીકળતી, અને તમારા ફેફસાંને ખાઇ જતી એજ કે?"

"હા. એજ. એજ."

"એ તમારી મીલોનો અર્થ શો? મનુષ્યના અંગઢાંકણ માટે સુતર કાંતે અને કાપડ વણે એટલુંજ ના! આ મેં પેર્યું છે એ શું છે?"

"રાખોડી રંગનું કોઈ મીલનું કાપડ લાગે છે. કાં-પછી હાથ-વણાટનું પણ હોય."

"નહીં. એ રસાયણી વસ્ત્ર છે. ન ફાટયું ફાટે, ન તુટયું તુટે, ન ઉધઇ લાગે, ન મેલ લાગે, ન અગ્નિમાં બળે કે ન પાણીમાં ભીંજાય. મારા બાપના બાપના દાદાના દાદાના વખતથી ઉત્તરો ઉત્તર આ વસ્ત્ર વારસામાં ચાલ્યું આવે છે."

"ઓ હો હો! ત્યારે તો-અંગવસ્ત્ર માટે કપાસની ખેતી, કપાસ લોઢવાના કારખાના, રૂની ગાંસડી બાંધવાના પ્રેસ, અને મીલો ઉપરાંત હાથસાળો, અને દરજી એ બધાની તમારે કશી જરૂર નહીં રહી. એ તો અત્યારે નહિ જોઈતાં હોય. વાહ! આ બધી બુદ્ધિ કેળવવા માટે

'આવો. કેમ, ચ્હા પીને આવ્યા છો ?' સાહેબ મહેરબાને અમને આવકાર આપ્યો.'

'હા સાહેબ.' અમે ઉત્તર આપ્યો જેથી તે વિવેકની પછી જરૂરત ન રહી.

'બોલો, શું છે !' બીજો પ્રશ્ન થયો.

'આ યોજના માટે આપણે ભેગા થયા છીએ.' મેં કીધું.

'તમારો તે દી' ઊઠી ગયો છે, કે આવાં ઊભાં કરો છો ?'

'અરે, સાહેબ ! આ આપ શું બોલો છો ? પ્રજાહિતના આવાં કાર્યમાં અમે શું પાપ કર્યું ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'તમે હજી છોકરાં છો. તુમારની આંટીઘૂંટી શિખતાં હજી વાર લાગશે.'

'પણ સાહેબ ! ખુદ હજૂરશ્રીએ તો આ યોજના સાંભળી Nice Idea એમ પ્રશંસા કરી.'

'હં' તેમણે વ્યંગ હાસ્ય કર્યું, 'એ Nice Idea (સુંદર વિચાર) કોનો ! તમારો કે દરબારનો, તે કાંઈ સમજ્યા ? મારા તમારા કરતાં પ્રજાહિત દરબાર વધારે સમજી શકે છે. તેમને જો કાર્યની ઉતાવળ હોય, તો મને તમને સુતા ઉઠાડીને કરાવે તેમ છે. તમારી મેળે આવા કાગળ ઊભા કરશો તો માથે આવી પડશે. હવે સમજ્યા ?'

અમે બંનેએ કાન પકડયા, અને સાહેબને પગે લાગીને કીધું કે—તમે અમારા ગુરૂ. હવે અમને આ સાલવણામાંથી કાઢો તો કૃપા.

'કાંઈ ફિકર નહીં'. કહી સાહેબે એ તુમાર નીચે મુજબ લખ્યો :—

'આજરોજ સમિતિ ભેળી મળી. નકશા બારીકીથી જોયા. ગામની સ્થિતિ ફરીને ખુબ તપાસી. ચર્ચા કરી. આમાં પ્રથમ 'ગામ

"ઓ હો! એ તો એકને એક બે મુજબ કાન પકડીએ એવી વાત છે. તમેજ શ્રેષ્ઠ! આ પેટમાં હવે જીવડાં બોલે છે, ક્યાંયે વીશી કે લોજ મળશે?"

"લ્યો, આ ટીકડી."

"નારે માબાપ! આપણને કાંઇ બદહજમી કે કબજીયત નથી કે એવી ટીકડી નાહક પેટમાં નાખીએ! ક્યાંઈ રેસ્ટોરાં હોય તો પણ ચાલશે. હસો, કાં-મહેરબાન!"

"અમને તમે આગલા પ્રાણીની અક્કલ ઉપર હસવું આવી જાય છે. તમે લોક ખોરાકનું રહસ્યજ સમજ્યા નહોતા. આહારનો હેતુ લોહી ઉત્પન્ન કરવાનોજ છે. તેટલા ખાતર તમે તમારી હોજરી-માં રોજરોજ અધમણ અન્નનો આહાર ઓરો છો. ઇન્દ્રિઓ બાપડી તેમાંથી લોહીના તત્વો તો મેળવી લ્યે, પરંતુ બાકીનો કચરો આંત-રડામાં ધકેલવો અને ગુદાવાટે બહાર કાઢવો–આ વગેરે મળમૂત્રની ઉપાધિમાં એ બિચારી ઇન્દ્રિઓને તમે મુકયા કરો એ કયાંનો ન્યાય! શરીરની જરાય દયા ખાધી છે! તમારા દરેક ખોરાકમાંથી રક્તોત્પાદક તત્વો ચુંટી કાઢી અમારા વૈજ્ઞાનિકોએ તેમાંથી બારીક ટીકડીઓ બનાવી છે, તે રોજ ગળી જઇએ કે લાગલું તાજું લોહી તૈયાર. ન મળની મુશ્કેલી કે ન પેશાબની પંચાતી! સમજ્યા!"

"હા સમજ્યો. તમારા અવયવોને સંપૂર્ણ આરામ મળે છે તે સમજ્યો. પણ......"

"પણ શું! માથું કેમ ખજવાળવા માંડ્યું?"

"હેં! ભાઈ! એટ......"

"જુઓ–તમે અત્યાર સુધી ભુલ ઉપર ભુલ કરી તે તો ચલાવી લીધું, પરંતુ હવે મને કંટાળો આવે છે."

'આવો. કેમ, ચ્હા પીને આવ્યા છો ?' સાહેબ મહેરબાને અમને આવકાર આપ્યો.

'હા સાહેબ.' અમે ઉત્તર આપ્યો જેથી તે વિવેકની પછી જરૂરત ન રહી.

'બોલો, શું છે !' બીજો પ્રશ્ન થયો.

'આ યોજના માટે આપણે ભેગા થયા છીએ.' મેં કીધું.

'તમારો તે દી' ઊઠી ગયો છે, કે આવાં ઊભાં કરો છો ?'

'અરે, સાહેબ ! આ આપ શું બોલો છો ? પ્રજાહિતના આવાં કાર્યમાં અમે શું પાપ કર્યું ?' મેં આશ્ચર્યથી પૂછ્યું.

'તમે હજી છોકરાં છો. તુમારની આંટીઘૂંટી શિખતાં હજી વાર લાગશે.'

'પણ સાહેબ ! ખુદ હજૂરશ્રીએ તો આ યોજના સાંભળી Nice Idea એમ પ્રશંસા કરી.'

'હં' તેમણે વ્યંગ હાસ્ય કર્યું, 'એ Nice Idea (સુંદર વિચાર) કોનો ! તમારો કે દરબારનો, તે કાંઈ સમજ્યા ? મારા તમારા કરતાં પ્રજાહિત દરબાર વધારે સમજી શકે છે. તેમને જો કાર્યની ઉતાવળ હોય, તો મને તમને સુતા ઉઠાડીને કરાવે તેમ છે. તમારી મેળે આવા કાગળ ઊભા કરશો તો માથે આવી પડશે. હવે સમજ્યા ?'

અમે બંનેએ કાન પકડયા, અને સાહેબને પગે લાગીને કીધું કે—તમે અમારા ગુરૂ. હવે અમને આ સાલવણામાંથી કાઢો તો કૃપા.

'કાંઈ ફિકર નહીં'. કહી સાહેબે એ તુમાર નીચે મુજબ લખ્યો :—

'આજરોજ સમિતિ ભેળી મળી. નકશા બારીકીથી જોયા. ગામની સ્થિતિ ફરીને ખુબ તપાસી. ચર્ચા કરી. આમાં પ્રથમ 'ગામ

"તમે યુજેનિક્સ-શાસ્ત્રનો કક્કો વટીક પણ નથી શીખ્યા, જેથી તમારા જેવા બોથડની બુદ્ધિ ઉપર મને જરા ઘૃણા ઉત્પન્ન થઇ. સંતતી નિયમનમાં અમે લોક પુરેપુરા પારંગત છીએ. અમારામાં તો ઇચ્છા થાય તોજ અને ત્યારેજ બાળક અવતરે."

"અને-બાળકને ઉછેરવાનું!"

"બાલ ઉછેરના વિષયમાં અમારા પુરૂષો કેળવાઇને કુશળ બન્યા છે. જેથી એ કાર્ય તે વર્ગને સુપ્રદ થયેલ છે."

"પણ—ધાવણનું—?"

"હં! વળી પાછા ઇવોલ્યુશનના વિષયની વાત છેડી! તમારા માથામાં ખીલો ઠોકીને ઠસાવવાની જરૂર છે કે-પ્રાણીનું જે અવયવ કામ કરતું બંધ પડે તે અવયવ કાળાન્તરે નિષ્કાર્ય બને છે. કુદરતના એ ધોરણે પુરૂષની સ્તનેન્દ્રિયની રસગ્રંથી જે શુષ્ક હતી, તે રાજપ્રસુતિ-ગૃહમાં પેઢી દર પેઢી કેળવતે કેળવતે, ધીરે ધીરે, એ રસગ્રંથી સ્નિગ્ધ બનતે બનતે, હવે અમારા પુરૂષો સ્તન-પાન બરાબર કરાવી શકે છે."

"ઓ હો હો! તમે તો કુદરતને ભારે કબજે કરી છે? ત્યારે તો બેન! હવે તમે તો બધા અમર હશો?"

"નહીં. અમરત્વની શોધખોળ હજુ ચાલ્યા કરે છે."

"લ્યો! ત્યારે-તમારામાં પણ આખર મોત તો ખરૂં જ કે?"

"હા. પણ અમે તમારી પેઠે કાંઇ મુવાવાંકે જીવતા નથી. અમારા મગજની રસગ્રંથી સુકાવા માંડે, અને જેવા ઘેલછાના ચિન્હ દેખાય, તેવા રાજ તરફથી અમને નિવાર્ણ-કચેરીમાં લઈ જવામાં આવે, અને 'એન કિર્ણ'થી યંત્ર-વૈદ્ય અમને ત્યાં અચળ નિદ્રાની શાંતિમાં પોઢાડી દયે. બસ. ખલાસ."

"ત્યારે-બેન! ઘેલછાના કાંઇ શિંગડા ઉગતા હશે! એ ચિહ્ન

શું ધારો ઘડવો ? માથું ખજવાળ્યું. એવી કઈ ચીજ છે; કે જે લાલબાઈ મૂકયે રાખ ન થાય ! છેવટ દીવાન સાહેબ પાસે ગયો અને અરજ કરી કે–' સાહેબ ! આનો શું ધારો ઘડવો ? એક દિવાસળી કપડાં અને શરીરને પણ ખાખ કરી નાખે છે, તો પછી દિવાસળી મ્યુનિસીપલ હદમાં આવતી અટકાવીએ તો કેમ !' 'એમ તે હોય !' દીવાન સાહેબ હસી પડયા. ' ત્યારે સાહેબ ! આપનો હુકમ ધારો ઘડવાનો છે તેનું કેમ !' ' હં. એ તો તપાસ કરોની; બીજે કયાંઈ એવો ધારો છે કે કેમ ! ' તેજીને તુંકારો બસ. હું સમજી ગયો. લાગલું બ્રિટીશ જિલ્લાની બે ત્રણ મ્યુનિસિપાલીટીને લખ્યું, કે આપને ત્યાંના ધારા મોકલશોજી. તે જ પ્રમાણે બીજા મોટા રાજ્યો-માંથી ધારા મંગાવ્યા. એમ આઠ દસ સ્વતંત્ર સ્થાનોના ધારાઓ ઓફિસિયલ લખાણો કરીને મંગાવ્યા. પછી લખ્યું કે—કપાસ સાધા-રણ રીતે ખેતરમાં નિપજ્યા પછી બારોબાર જીનમાં જાય. જીનમાંથી રૂ થઇ કપાસિયા જુદા પડે. રૂની ગાંસડી બંધાય, અને પછી બહાર-ગામ ચઢે; અને કપાસિયા ઢોર ખાઈ જાય. એટલે કપાસને ગામમાં રહેવાનો સંભવ બિલકુલ હોઈ શકે નહિ, વળી સૂર્યના તાપથી સ્વયં સળગી ઊઠે તેવી ચીજમાં કપાસનો સમાસ થતો નહિ હોઈ તેના વિશે બ્રિટીશ–હિન્દ કે હિન્દી–હિન્દમાં કયાંઇ પણ નિયમન જોવામાં આવતા નથી. તેની ખાત્રી માટે આ નોખાનોખા ધારાઓની પ્રતો આંક–થી સામિલ કરી મોકલી છે. તે આપ સાહેબને વિદિત થાય.'

મનુષ્યનું દફન ખર્ચ ત્રણ રૂપિયામાં પતી જાય, પરંતુ એક ચોથડા તુમારને દફનાવવાની વિધિમાં તો—ટપાલ–શાહી—કાગળોના રીમ ઇત્યાદિ ઇત્યાદિ સહસ્ર ગણું ખર્ચ થાય ત્યારે જ ઠેકાણે પડે, અને ત્યારે જ ફેંસલ થાય. લોહીનું પાણી અને ચિત્તની ચિંતાનો હિસાબ તો જુદો.

એટલે હવે તમારે અહીં રહેવું ઠીક નહિ. તમે એકાદ મકાન અગર ઓરડી ભાડે લઇ રહો તો સારૂં.'

મફતચંદને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે શેઠ આમ એકાએક ઓરડી ભાડે લઇ લેવાનો હુકમ કરશે. છતાંયે મફતચંદ કાંઇ કાચાપોચા ન હતા. તેમણે ઠાવકું મોઢું રાખીને જવાબ આપ્યો–'જી. હા. આપની વાત સાચી છે. આજે જ એક બંગલો ભાડે લઇ લેવાનો મેં નિશ્ચય કર્યો છે. આજે જ બંગલાની શોધમાં નિકળી પડીશ. બંગલો ભાડે રાખ્યા પછી મારા પત્નિને પેથાપુરથી મુંબઇ બોલાવવા વિચાર છે.'

'શું, બંગલો ભાડે રાખવો છે?' શેઠને આશ્ચર્ય થયું.

'જો કે હું બંગલો ભાડે રાખવાની વિરૂદ્ધ છું. વળી મારો પગાર પણ ટુંકો, એટલે પગાર કરતાં પાંચ ગણું ભાડું તો બંગલાવાળા લઈ જાય, એટલે એ મને ન પાલવે. છતાં યે ફકત પાર્વતીના કોડ પૂરા કરવા બંગલો ભાડે રાખવા પ્રેરણા થાય છે.'

મફતચંદની વાત સાંભળી શેઠ મૂછમાં હસ્યા. મફતચંદે પાર્વતીને જવાબ પાઠવ્યો–'તારો પ્રેમ પત્ર મળ્યો. આજે ને આજ અત્યારે ને અત્યારે તારા માટે એકાદ બંગલો લેવા બજારમાં નિકળી પડું છું. તને પેથાપુરનું જીવન ઝેર જેવું લાગે છે તે જાણ્યું. વ્હાલી! મુંબઈની મોજ માણવા હવે ટુંક સમયમાં તૈયાર રહેજે. જો આજે બંગલો ભાડે રાખીશ તો આવતી કાલે, અને આવતી કાલે બંગલો ભાડે રાખીશ તો પરમ દિવસે તને મુંબઈ બોલાવવાનો પત્ર તરતજ પાઠવીશ.'

નમતી સાંજે પત્રને ટપાલની પેટીમાં પધરાવી, માથે ટોપી, કેડે ધોતિયું, હાથમાં લાકડી અને લાંબો કોટ ઇત્યાદિ વેશ ધારણ કરી (મફતચંદ વાલકેશ્વર રોડ ભણી ઉપડી ગયા. રસ્તા ઉપર

ખુણે કપડાની આરામ ખુરસીમાં જઈ પડ્યા; અને જીવને ટેકાણે લાવવા—માનો યા—ન માનો (Believe it or not) વાળા સચિત્ર સાપ્તાહિકના પાના ઉપર આંખ ફેરવી, કોણ જાણે ક્યારેય પોપચાં બીડાઈ ગયા........અરરર! આ તો ધરતી ધરેણી...... અરે! અરે! હાય...મુવા...

× × ×

આ શું! તદ્દન ખંડેર અને વેરાન પ્રદેશ. ન કોઈ કાળો કાગડો ઉડે, કે ન કોઈ કાળા માથાનો માનવી નજરે પડે. ઉંચે આભમાં દ્રષ્ટિ કરી તો એક મોટું પક્ષી ફરરર કરતું ઉડતું જણાયું; અને જરા વારે મારી સમીપ બે પગે ઉભું થઈ ગયું.

ઓહો! આ પક્ષી નહીં, પણ બે પાંખાળો પુરુષ જણાય છે.

"ભાઈ! આ હું ક્યાં છું?" મેં તેને પૂછ્યું.

"તમે પૃથ્વી ઉપર છો." તે અપરિચિત વ્યક્તિએ ઉત્તર વાળ્યો.

"એ તો મને પણ લાગે છે. પણ પૃથ્વીનો કયો પ્રદેશ?"

"તમે ક્યાંથી આવો છો?"

"એ મને કાંઈ ખબર પડતી નથી. અમારા મુંબઈમાં હતો."

"ઓહ! ત્યારે–બસેંહ વરસ ઉપર તમે તમારી ભૂગોળમાં જેને મુંબઈ કહેતા એજ આ સ્થળ છે."

"હેં! હેં! આ મુંબઈ છે! અમારી એ મોહમયી નગરીમાં માણસો ખદબદતા; ટ્રામ—ટ્રેન—મોટરે હીલોળા દેતી; માળા અને મહેલો ઠીસો ઠીસ હતા–આ બધું ક્યાં ગયું?"

"તમે તદ્દન જડભરથ જેવા લાગો છો. આવડી મોટી પૃથ્વી છતાં એકજ સ્થળમાં દસ બાર લાખ માણસો ભીંસાઈ મરતા, અને ચકલાંની પેઠે ઇંટ પત્થરના માળાના બાંકામાં ગોંધાઈ રહેતા."

"એ તો તદ્દન સત્ય. પણ ભાઈ સાહેબ! આ બધું ઉજ્જડ જેવું કાં?"

એટલે હવે તમારે અહીં રહેવું ઠીક નહિ. તમે એકાદ મકાન અગર ઓરડી ભાડે લઇ રહો તો સારૂં.'

મફતચંદને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે શેઠ આમ એકાએક ઓરડી ભાડે લઇ લેવાનો હુકમ કરશે. છતાંયે મફતચંદ કાંઇ કાચાપોચા ન હતા. તેમણે ઠાવકું મોઢું રાખીને જવાબ આપ્યો– 'જી. હા. આપની વાત સાચી છે. આજે જ એક બંગલો ભાડે લઇ લેવાનો મેં નિશ્ચય કર્યો છે. આજે જ બંગલાની શોધમાં નિકળી પડીશ. બંગલો ભાડે રાખ્યા પછી મારા પત્નિને પેથાપુરથી મુંબઇ બોલાવવા વિચાર છે.'

'શું, બંગલો ભાડે રાખવો છે?' શેઠને આશ્ચર્ય થયું.

'જો કે હું બંગલો ભાડે રાખવાની વિરૂદ્ધ છું. વળી મારો પગાર પણ ટુંકો, એટલે પગાર કરતાં પાંચ ગણું ભાડું તો બંગલાવાળા લઈ જાય, એટલે એ મને ન પાલવે. છતાં યે ફક્ત પાર્વતીના કોડ પૂરા કરવા બંગલો ભાડે રાખવા પ્રેરણા થાય છે.'

મફતચંદની વાત સાંભળી શેઠ મૂછમાં હસ્યા. મફતચંદે પાર્વતીને જવાબ પાઠવ્યો–'તારો પ્રેમ પત્ર મળ્યો. આજે ને આજ અત્યારે ને અત્યારે તારા માટે એકાદ બંગલો લેવા બજારમાં નિકળી પડું છું. તને પેથાપુરનું જીવન ઝેર જેવું લાગે છે તે જાણ્યું. વ્હાલી! મુંબઈની મોજ માણવા હવે ટુંક સમયમાં તૈયાર રહેજો. જો આજે બંગલો ભાડે રાખીશ તો આવતી કાલે, અને આવતી કાલે બંગલો ભાડે રાખીશ તો પરમ દિવસે તને મુંબઈ બોલાવવાનો પત્ર તરતજ પાઠવીશ.'

નમતી સાંજે પત્રને ટપાલની પેટીમાં પધરાવી, માથે ટોપી, કેડે ધોતિયું, હાથમાં લાકડી અને લાંબો કોટ ઇત્યાદિ વેશ ધારણ કરી મફતચંદ વાલકેશ્વર રોડ ભણી ઉપડી ગયા. રસ્તા ઉપર

શાળાઓ અને મહાવિદ્યાલયો ક્યાં? રાજાબાઇ ટાવરની નીચે અમારી યુનિવર્સિટિનો હોલ હતો એ ક્યાં?"

"શું, તમે કેળવણીનો પ્રશ્ન પૂછયો? તમે લોક તદ્દન મુર્ખ હતા. તમારા કેળવણીકારો કેવળ અક્કલના ઓથમીર હતા."

"ભાઈ સાહેબ! જે ઉપમા આપવી ઘટે તે આપો. અમે તો જે છીએ તેજ છીએ. ભણ્યા વિના કાંઈ જ્ઞાન આવે ખરૂં?"

"આંહીજ તમારી બુદ્ધિની કિંમત થાય છે. તમે લોક—'નવડે એકડે એકાણું, ને મેતાજીમાં ન મળે ઠેકાણું'—એમ પ્રાથમિક શાળામાં પલાંખાથી માંડી, છેક કોલેજમાં—'એસાઇલિમમાં ગાંડા માણસો વસે છે—પ્રોફેસર એસાઇલિમમાં વસે છે—માટે—પ્રોફેસરનું પાટીયું ફરી ગયું છે'—એવા ઇનફરેન્શ્યલ લૉજિકના ગહન વિષયો સુદ્ધાંતના ભણતર ભણવામાં જીવનના પંદર વીસ વરસો વ્યતીત કરો, છતાંય તમારા ભેજાંમાં તો છેવટ રાઈ અને ભુસો ભર્યો હોય છે. માનવીની ખોપરી ખોલીને જુઓ તો તેમાં અનેક કાંણા છે. કુદરતે તે નકામાં પાડયા નથી. એ પ્રત્યેક કાંકું વિજળીની બેટરી ગિસાલ છે. તેમાં જે શક્તિનો રસ પુરો તે શક્તિ તાત્કાલિક મગજમાં આવે છે. ભાષા—સાહિત્ય—હુન્નર—કલા ઇત્યાદિ ઇત્યાદિ દરેક જ્ઞાનના લેબલ એ કાંકાની શક્તિ અનુસાર અમારા મસ્તકાચાર્યોએ પાડયા છે; અને તે લેબલને અનુસરતી જ્ઞાનની ટીકડીઓ અમારા કેળવણી—કારોએ બનાવેલી હોય છે. બસ! શસ્ત્રવૈદ્ય પાસેથી ઠીક પડે તે જ્ઞાનની ટીકડી ખરીદી ઇન્જેક્શન લેવરાવો, અને તે જ્ઞાનમાં તેજ વખતે પારંગત: મેં પ્રાચીન—ભાષાની રસી મુકાવી છે. જેથી તમો બોલો છો તે ભાષા હું બરાબર સમજી શકું છું અને સમજાવી શકું છું. કહો—તમારી 'પઠન—પાઠનથી પંડીતાઇની કેલવણી [Education by Instruction] શ્રેષ્ઠ, કે અમારી—પિચકારીથી પાંડિત્ય'ની કેલવણી [Education by Injection] શ્રેષ્ઠ!!"

'કુંજલતા'ની રચના બહુ જ સુંદર છે. હવાપાણીની સગવડ પણ ઉત્તમ છે. દરિયો પણ પાસે હોવાથી મિસીસને હવા ખાવાની મઝા પડશે. પણ વારુ! આ બંગલાનું ભાડું શું છે?'

'પહેલા મજલાના સો રૂપિયા, બીજા મજલાના બસો રૂપિયા, ત્રીજા મજલાના ત્રણસો રૂપિયા, ચોથા મજલાના ચારસો રૂપિયા, અને પાંચમા મજલાના પાંચસો રૂપિયા. બોલો! તમારે કયો મજલો ભાડે રાખવા વિચાર છે?'

'તમારા 'કુંજલતા'ના દરેક મજલાનું ભાડું બહુ જ કિફાયત અને મારા જેવાને પોષાય તેવું છે. સારૂં. અત્યારે તો હું પાછો જાઉં છું. 'કુંજલતા'ના પાંચમા માળ ઉપર તમે બીજા રૂમ બંધાવવાના છો?'

'અરે! શેઠ સાહેબ! આવો પ્રશ્ન કેમ કરો છો? શું મારા બંગલાને પાંચ મજલા પુરતા નથી? વધુ માળ બાંધવાનું તમે શા માટે કહો છો?'

'ના, ના, મારૂં કહેવું એવું નથી. મારૂં કહેવું એમ છે કે, પાંચમા મજલાનું પાંચસો રૂપિયા ભાડું મને બહુ જ સસ્તું લાગે છે; એટલે તમે પાંચમા મજલા ઉપર બીજા નવા માળ બંધાવશો ત્યારે જરૂર મારે માટે છેલ્લો માળ અનામત રાખી મૂકશો તો, તે સમયે હું હાજર થઇશ અને તે ભાગ જરૂર ભાડે રાખી લઇશ.'

'કુંજલતા'ના માલિકને લાગ્યું કે આ આસામીને બંગલો ભાડે રાખવો નથી, પણ કેવળ મફતની મોજ મારવા નિકળ્યા છે, એટલે છેવટની વાણી સંભળાવી દીધી કે—'ઠીક. જાઓ શેઠ! તમારા કહેવા મુજબ હું નવા મજલાઓ બંધાવીશ, પણ તે સમય પહેલાં આ બંગલામાં તમારે પગ ન મૂકવો.'

શાળાઓ અને મહાવિદ્યાલયો ક્યાં? રાજાબાઈ ટાવરની નીચે અમારી યુનિવર્સિટિનો હોલ હતો એ ક્યાં?"

"શું, તમે કેળવણીનો પ્રશ્ન પૂછ્યો? તમે લોક તદ્દન મુર્ખ હતા. તમારા કેળવણીકારો કેવળ અક્કલના ઓથમીર હતા."

"ભાઈ સાહેબ! જે ઉપમા આપવી ઘટે તે આપો. અમે તો જે છીએ તેજ છીએ. ભણ્યા વિના કાંઈ જ્ઞાન આવે ખરૂં?"

"આંહીજ તમારી બુદ્ધિની કિંમત થાય છે. તમે લોક—'નવડે એકડે એકાણું, ને મેતાજીમાં ન મળે ઠેકાણું'—એમ પ્રાથમિક શાળામાં પલાંખાથી માંડી, છેક કોલેજમાં—'એસાઇલિમમાં ગાંડા માણસો વસે છે—પ્રોફેસર એસાઇલિમમાં વસે છે—માટે—પ્રોફેસરનું પાટીયું ફરી ગયું છે'—એવા ઇનફરેન્શ્યલ લૉજિકના ગહન વિષયો સુદ્ધાંતના ભણતર ભણવામાં જીવનના પંદર વીસ વરસો વ્યતીત કરો, છતાંય તમારા ભેજાંમાં તો છેવટ રાઈ અને ભુસો ભર્યો હોય છે. માનવીની ખોપરી ખોલીને જુઓ તો તેમાં અનેક કાંણા છે. કુદરતે તે નકામાં પાડયા નથી. એ પ્રત્યેક કાંકું વિજળીની બેટરી મિસાલ છે. તેમાં જે શક્તિનો રસ પુરો તે શક્તિ તાત્કાલિક મગજમાં આવે છે. ભાષા—સાહિત્ય—હુન્નર—કલા ઇત્યાદિ ઇત્યાદિ દરેક જ્ઞાનના લેબલ એ કાંકાની શક્તિ અનુસાર અમારા મસ્તકાચાર્યોએ પાડયા છે; અને તે લેબલને અનુસરતી જ્ઞાનની ટીકડીઓ અમારા કેળવણી—કારોએ બનાવેલી હોય છે. બસ! શસ્ત્રવૈદ્ય પાસેથી ઠીક પડે તે જ્ઞાનની ટીકડી ખરીદી ઇન્જેકશન લેવરાવો, અને તે જ્ઞાનમાં તેજ વખતે પારંગત: મેં પ્રાચીન—ભાષાની રસી મુકાવી છે. જેથી તમો બોલો છો તે ભાષા હું બરાબર સમજી શકું છું અને સમજાવી શકું છું. કહો—તમારી 'પઠન—પાઠનથી પંડીતાઇની કેલવણી [Education by Instruction] શ્રેષ્ઠ, કે અમારી—પિચકારીથી પાંડિત્ય'ની કેલવણી [Education by Injection] શ્રેષ્ઠ!!"

અફળાય તો ભાંગી જાય, તેથી ‘કમલ–કોટેજ’ની છતની હું પ્રશંસા કરી શકતો નથી.’

‘મારા કમલ-કોટેજ ના તમામ ઓરડાની છત જો કે બહુજ નીચી છે, એ આપનું કથન સત્ય છે. પણ તમારે ઓરડામાં રાત્રે ઉભા ઉભા ક્યાં ઉંઘવાનું છે, કે તમને છતમાં માથું અફળાવાનો ભય રહે!’

‘હા બરાબર છે. પણ મારે તથા મારા કુટુંબને એ ઓરડાઓ-માં ઉભા ઉભા દિવસના ચાલવાનું છે એટલે માથું ભાંગવાનો ભય છે તેનું શું કરવું?’

‘જો તમારૂં અગર તમારા કુટુંબનું માથું છતમાં ભટકાય અને ભાંગી જાય તો મેં મારા મકાનમાં એકાદ નાના દવાખાનાની સુંદર સગવડ કરી છે; એટલે તમને વાંધો નહીં આવે. બોલો, શો નિર્ણય કર્યો? શું ઓરડાઓ ભાડે રાખવા છે?’

‘જ્યારે તમે ઓરડાઓની છત ઉંચી કરાવશો ત્યારે હું તમારૂં કમલ–કોટેજ ભાડે રાખવા આવીશ’ — એમ કહી મફતચંદ તરત જ ‘કમલ–કોટેજ’ની બહાર નીકળી ગયા. થોડે દૂર ચાલતાં વળી એક આલિશાન બંગલાને દરવાજે મોટું પાટિયું તેના વાંચવામાં આવ્યું કે–‘વિદ્યુત–વિલા’ બંગલો ભાડે આપવાનો છે. ‘પૂછો અંદર.’ મફતચંદ તો તેની ટેવ મુજબ દ્વારમાં પ્રવેશ્યા, અને પઠાણને પૂછપરછ કરવા લાગ્યા.

‘શું, આ બંગલો ભાડે આપવાનો છે?’

‘બહાર પાટીયું માર્યું છે તે વાંચી જુઓ, એટલે ખબર પડશે.’ પઠાણ બોલ્યો.

‘જરા, તમારા શેઠને કહો કે મફતચંદ મળવા આવ્યા છે.’

અફળાય તો ભાંગી જાય, તેથી ‘ કમલ–કોટેજ’ની છતની હું પ્રશંસા કરી શકતો નથી.’

‘ મારા કમલ-કોટેજ ના તમામ ઓરડાની છત જો કે બહુજ નીચી છે, એ આપનું કથન સત્ય છે. પણ તમારે ઓરડામાં રાત્રે ઉભા ઉભા ક્યાં ઉંઘવાનું છે, કે તમને છતમાં માથું અફળાવાનો ભય રહે ! ’

‘ હા બરાબર છે. પણ મારે તથા મારા કુટુંબને એ ઓરડાઓ--માં ઉભા ઉભા દિવસના ચાલવાનું છે એટલે માથું ભાંગવાનો ભય છે તેનું શું કરવું ? ’

‘ જો તમારૂં અગર તમારા કુટુંબનું માથું છતમાં ભટકાય અને ભાંગી જાય તો મેં મારા મકાનમાં એકાદ નાના દવાખાનાની સુંદર સગવડ કરી છે; એટલે તમને વાંધો નહીં આવે. બોલો, શો નિર્ણય કર્યો ? શું ઓરડાઓ ભાડે રાખવા છે ? ’

‘ જ્યારે તમે ઓરડાઓની છત ઉંચી કરાવશો ત્યારે હું તમારૂં કમલ–કોટેજ ભાડે રાખવા આવીશ ’ — એમ કહી મફતચંદ તરત જ ‘ કમલ–કોટેજ’ની બહાર નીકળી ગયા. થોડે દૂર ચાલતાં વળી એક આલિશાન બંગલાને દરવાજે મોટું પાટિયું તેના વાંચવામાં આવ્યું કે–‘ વિદ્યુત–વિલા ’ બંગલો ભાડે આપવાનો છે. ‘પૂછો અંદર.’ મફતચંદ તો તેની ટેવ મુજબ દ્વારમાં પ્રવેશ્યા, અને પઠાણને પૂછપરછ કરવા લાગ્યા.

‘ શું, આ બંગલો ભાડે આપવાનો છે ? ’

‘ બહાર પાટીયું માર્યું છે તે વાંચી જુઓ, એટલે ખબર પડશે.’ પઠાણ બોલ્યો.

‘ જરા, તમારા શેઠને કહો કે મફતચંદ મળવા આવ્યા છે.’

"શું ભૂલ થઇ, ભાઇ સાહેબ!"

"હું ભાઇ નથી."

"ત્યારે?"

"હું તો બાઇ છું."

"હેં! હેં! તમે નારી જાતિ છો? તમારા બધા લક્ષણો તો નર જાતિ જેવાં દેખાય છે ને?"

"ઇવોલ્યુશન–યાને ઉત્ક્રાંતિશાસ્ત્રમાં તમારી ચાંચ ન ખુડે તેથી એમજ લાગે. 'જેવી ભાવના તેવો ભાગ'–એ કુદરતના સૂત્રાનુસાર તમારાજ કાળેથી નર જાતિએ ઇજારે રાખેલા કામો નારી જાતિએ હાથ લેવા માંડયા, ત્યારથી મહિલા છાતી કાઢીને ચાલતા શીખી; અને તમે 'ધણી' કે 'હસ્બન્ડ' તરીકે ઓળખાતા, અને ધણીપણાનું ગુમાન ધરાવતા પુરૂષોને 'હબ્બી' તરીકે સ્ત્રીઓ ધબ્બી મારવા લાગી ત્યારથી પુરૂષ વાંકો વળી નમતા શિખ્યો; અને દાઢી મુચ્છ સફાચટ કરી મુલાયમ મુખ ધારણ કરતે કરતે તેમનામાં કાળાન્તરે નારી જાતિનાં લક્ષણો આવ્યાં. હવે મગજમાં ઉતર્યું?

"હા. સોંસરૂં ઉતરી ગયું." મેં મારા બંને કાનની બુટ પકડી. "હેં! બાઇ! ત્યારે હવે તમારામાં કાંઇ લગન–બગન ખરાં કે નહીં?"

"કુદરતમાં લગન–વિધિ છે?"

"ના."

"તો પછી કુદરતના પ્રાણીઓની પેઠેજ અમારો હંગામી સંબંધ હોય છે?"

"વાહ! એતો બહુ સારૂં. પણ–કચ્ચા બચ્ચાનું જણતર... મોઢું કાં બગાડો બેન?"

દોઢસો રૂપિયાના ભાડામાં ફક્ત દિવસના સૂર્યનું અજવાળું, વરસાદનું પાણી, તમે મંગાવેલ દૈનિકપત્રો, તથા ગુજરી બજારમાંથી ખરીદેલા તમારા ફર્નિચરનો જ સમાવેશ થાય છે.'

'ઠીક ત્યારે હું વિચાર કરીશ'—એમ કહીને મફતચંદ રસ્તે પડ્યા. તેની દાનત બંગલો લેવાની ન હતી, પણ બંગલાઓ જોવાની હતી. રાત્રી પડી જવાથી આગળ ન વધતાં સી. પી. રોડ તરફ ચાલતી પકડી. સી. પી. ચાલમાં તપાસ કરતાં એક અંધારિયું મકાન મફતચંદને હાથ લાગ્યું. પાનવાળાની દુકાને પૂછપરછ કરીને મફતચંદે તે મકાનના માલિકને પકડી પાડ્યા. મકાનના દ્વારમાં પ્રવેશતાં જ મફતચંદને માલિકનો ભેટો થયો.

'તમારા મકાનમાં એકાદ ઓરડી ખાલી છે?'

'પરણેલા છો કે કુંવારા?' મકાનમાલિકે સામો સવાલ કર્યો.

'કેમ, શેઠ! પરણેલો છું.'

'તમારાં બૈરાંછોકરાં ક્યાં છે?'

'બૈરાં હમણાં જ દેશમાં સુવાવડ કરવા ગયા છે.'

'બૈરાંછોકરાં મુંબઇ ક્યારે આવશે?'

'સુવાવડ કર્યા પછી જ.'

'જો કે અમે એકલવાયા માણસને મકાન ભાડે આપતાં અચકાઇએ છીએ, પણ તમારા સબંધમાં વિચાર કરીશ.'

'શેઠ! હું કાંઈ મુફલીસ કે ઉઠાઉગીર માણસ નથી. પણ એક આબરૂદાર અને ખાનદાન ગૃહસ્થ છું. અમારા બાપદાદાએ એક વખત દેશમાં નાતના મોટા જમણ તથા વીસ તો મોટી વરોઠી કરેલી છે. એવા ખાનદાન કુળનો હું નબીરો છું. મહાજનમાં અમારી પહેલી ખુરશી છે, સમજ્યા?'

પાર્વતીના ઘણા પત્રો આવી ગયા. તેણીના એ પત્રોનો પ્રાધાન્ય સૂર એ હતો કે–' હવે તમે મને મુંબઇ ક્યારે બોલાવશો ? બંગલો ભાડે લઇ રાખ્યો કે નહીં ? ' ઇત્યાદિ. મફતચંદ પાર્વતીના એ પત્રોના જવાબ આપવામાં ઢીલ કર્યે જતા હતા. એક દિવસે રાત્રીના મકાનના શેઠ મફતચંદની ઓરડી તરફ આવ્યા, અને પૂછપરછ કરવા લાગ્યા.

' તમારાં બૈરાં હવે દેશમાંથી ક્યારે આવશે ? તમારે ઘેર લક્ષ્મીનું પારણું બંધાયું કે પુત્રની પ્રાપ્તિ થઈ ? '

શેઠના આ વચનો સાંભળી મફતચંદે આંખ આડો રૂમાલ ધરી વિલાપ કરવા માંડયો. મફતચંદના વિલાપથી શેઠ તો આભા જ બની ગયા.

' અરે ! અરે ! તમે શા માટે રડો છો ? શું કાંઇ દેશમાંથી માઠા સમાચાર આવ્યા છે ?' મકાનના શેઠે આશ્વાસન આપવા માંડયું.

' હા, માઠા સમાચાર છે. અરેરે ! ઓ પ્રભુ ! હવે મારૂં શું થશે ? ' મફતચંદે વિલાપના વધુ સૂર કાઢયા.

' અરે ! પણ છે શું ? જે હોય તે જલ્દી કહોને !'

' પત્નિશ્રીના ખરાબ સમાચારનો આજે તાર આવ્યો છે. અરેરે !

' શું. બૈરાં સુવાવડમાં ગુજરી ગયાં ? રામ રામ ! વિધાતાના લેખ ફેરવવા કોણ શક્તિમાન છે ? '

મફતચંદે મકાન માલિક પાસે તોપ મારીને ગાડું આગળ ધપાવ્યું. મફતચંદ શેઠની ગૃહિણી ગુજરી જતાં જે કારમો ઘા તેને લાગ્યો છે. તે ખરેખર અસહ્ય છે, એમ ધારીને મકાન માલિક

આવેલા બંગલાઓના પાટિયાં વાંચતા વાંચતા મફતચંદની આંખે 'કુંજલતા' નામક આલિશાન બંગલો નજરે પડયો. 'કુંજલતા'ના ઝાંપા આગળ એક પાટિયું માર્યું હતું કે–'આ બંગલો ભાડે આપવાનો છે. મળો ભૈયાને.' પાટિયું ઉકેલી મફતચંદ ઝાંપામાં ઘૂસ્યા, અને ઠેઠ પોર્ચ લગી પહોંચી ગયા. એક ભૈયો કે જે બાંક પર ઊંઘતો હતો તે મફતચંદની લાકડીના અવાજથી ઝબકીને જાગી ઉઠયો અને મફતચંદ પ્રતિ હાક મારી બોલ્યો–'અરે! ઓ બનિયા! કિધર જા રહે હો?'

'કેમ પૂછવું પડયું, ભૈયાજી! આ બંગલો ભાડે રાખવો છે, શેઠને મળવું છે. શેઠ કયાં છે?'

'શેઠકા કયા કામ હૈ? જો કુછ કામ હો વો મુઝે કહો! બંગલાકા સબ કારોબાર મૈં કરતા હું!'

'અરે! ભૈયાજી! તમે શું સમજો? તમારૂં કામ નથી, શેઠનું કામ છે.'

'સચ્ચ બતાવ! શેઠકા કામ હૈ, કે બંગલા ભાડે રખના હૈ?'

'નહીં. બંગલો ભાડે રાખવો નથી. શેઠનું કામ છે.'

છેવટે ઘણી રગઝગ પછી મફતચંદ ભૈયાજી પાસેથી છટકયા, અને બંગલાના માલિકના ઓરડામાં પ્રવેશ કર્યો. માલિકે મફતચંદ પૂછયું–'કેમ શેઠ! કોનું કામ છે? આપનું નામ શું?'

'મારૂં નામ મફતચંદ ફોગટચંદ શેઠ. 'ભારત કલોથ કંપની'માં મેનેજરનો માનવંતો હોદ્દો ધરાવું છું. હું આ બંગલો ભાડે રાખવા આવ્યો છું. જરા તમારો બંગલો બતાવશો?'

'હા–હા.. કેમ નહી વારૂ! પધારો શેઠ!–' એમ બોલીને 'કુંજલતા'ના માલિકે બંગલાના પાંચ માળામાં મફતચંદને ખૂબ ફેરવ્યો. બંગલો જોઇ મફતચંદ મુગ્ધ બન્યો.

'ના, ના, હું ભાડું શા માટે ભરૂં ? હું જ્યારે મારા પિતાજીને ઘેર, એટલે કે મારે ઘેર જાઉં છું ત્યારે મેં કોઈ દિવસ ઘરનું ભાડું ભર્યું જ નથી, તો પછી તમારા કથન મુજબ આ ઘર પણ મારૂં જ છે, તો પછી હું મારા ઘરનું ભાડું બીજા કોઈને શા માટે ભરૂં ?'

'સારૂં, સારૂં, ઘણું થયું. હવે જા ! રસ્તો પકડ ! હરામખોર ! અધમ ! નીચ ! નાલાયક ! ગપી ! લપી ! શું તારી પત્નિ સુવાવડમાં ગુજરી ગઇ ? ખોટા બોલા ! વકીલ દ્વારા નોટીસ પાઠવી ન્યાયમંદિરમાં ભાડું લઇશ, ત્યારે જ તારી આંખો ઉઘડશે ! સમજ્યો ? જા, રસ્તે પડ !'

મકાનમાલિક લાલપીળો થતાં મફતચંદ શેઠ બિસ્ત્રો ત્યાં જ રહેવા દઇને મકાનની બહાર નિકળી ગયા, અને સીધા પાછા પેઢી પર પધાર્યા.

'હવેથી હું આંહી જ રહેવાનો છું.' મફતચંદે શેઠને કહ્યું.

'કેમ, તમે તો ઓરડી ભાડે રાખી છે ને ? શું ઓરડી કાઢી નાખી ?' શેઠે સવાલ કર્યો.

'હા, મકાનમાલિક માસિક પંદર રૂપિયાને બદલે ત્રીસ રૂપિયા માગતા મારે એ ઓરડી ન છૂટકે છોડવી પડી છે. ઉપરાંત મકાનમાલિકે મને જે ગાળો ભાંડી છે તે અસહ્ય છે. હું તેનો બદલો કોર્ટમાં લઈશ ત્યારે જ મારૂં કલેજું શાંત થશે.'

'સારૂં. બીજી ઓરડી ભાડે ન લ્યો ત્યાં સુધી આંહી જ રહો. પણ તમે તમારી બૈરીને મુંબઈ બોલાવો, ત્યારે જરૂર આ પેઢીમાંથી નીકળી થઈ જજો.'

મફતચંદ પાછા હતા ત્યાં ને ત્યાં આવીને ઉભા રહ્યા. મફતચંદને કાંઇ પાર્વતીને દેશમાંથી મુંબઈ બોલાવવી ન હતી. તેમજ

આવેલા બંગલાઓના પાટિયાં વાંચતા વાંચતા મફતચંદની આંખે 'કુંજલતા' નામક આલિશાન બંગલો નજરે પડયો. 'કુંજલતા'ના ઝાંપા આગળ એક પાટિયું માર્યું હતું કે–'આ બંગલો ભાડે આપવાનો છે. મળો ભૈયાને.' પાટિયું ઉકેલી મફતચંદ ઝાંપામાં ઘૂસ્યા, અને ઠેઠ પોર્ચ લગી પહોંચી ગયા. એક ભૈયો કે જે બાંક પર ઊંઘતો હતો તે મફતચંદની લાકડીના અવાજથી ઝબકીને જાગી ઉઠયો અને મફતચંદ પ્રતિ હાક મારી બોલ્યો–'અરે! ઓ બનિયા! કિધર જા રહે હો?'

'કેમ પૂછવું પડયું, ભૈયાજી! આ બંગલો ભાડે રાખવો છે, શેઠને મળવું છે. શેઠ કયાં છે?'

'શેઠકા કયા કામ હૈ? જો કુછ કામ હો વો મુઝે કહો! બંગલાકા સબ કારોબાર મૈં કરતા હું!'

'અરે! ભૈયાજી! તમે શું સમજો? તમારૂં કામ નથી, શેઠનું કામ છે.'

'સચ્ચ બતાવ! શેઠકા કામ હૈ, કે બંગલા ભાડે રખના હૈ?'

'નહીં. બંગલો ભાડે રાખવો નથી. શેઠનું કામ છે.'

છેવટે ઘણી રગઝગ પછી મફતચંદ ભૈયાજી પાસેથી છટકયા, અને બંગલાના માલિકના ઓરડામાં પ્રવેશ કર્યો. માલિકે મફતચંદ પૂછયું–'કેમ શેઠ! કોનું કામ છે? આપનું નામ શું?'

'મારૂં નામ મફતચંદ ફોગટચંદ શેઠ. 'ભારત કલોથ કંપની'માં મેનેજરનો માનવંતો હોદ્દો ધરાવું છું. હું આ બંગલો ભાડે રાખવા આવ્યો છું. જરા તમારો બંગલો બતાવશો?'

'હા–હા. કેમ નહી વારૂ! પધારો શેઠ!–' એમ બોલીને 'કુંજલતા'ના માલિકે બંગલાના પાંચ માળામાં મફતચંદને ખૂબ ફેરવ્યો. બંગલો જોઇ મફતચંદ મુગ્ધ બન્યો.

## સંગીતનો નવો સફો

**સોહમચી**માં એક કાળે ' રોટલો મળે પણ ઓટલો મળે ન મળે ' એમ કહેવાતું. ત્યારે અત્યારના સંગ્રામ સમયમાં ' ઓટલો વખતે મળે પણ ભલભલાને ત્યાં રોટલો તો ભાગ્યેજ મળે, '–એ સ્થિતિ આવી છે. કોઇને ત્યાં ભોગજોગે અતિથિ આવી ચઢે, તો ઘર ધણીને છાતીમાં ચરેરો પડી જાય એવો વિષમ કાળ આવી લાગ્યો છે. મારે ત્યાં મારા એક પરમ સ્નેહી મેમાન થયા. સીધા ચીઠી તો દુકાનદારની દાઢીમાં હાથ નાખતાં મળી ગઈ. તેમના સ્વાગત નિમિતે શક્તિ મુજબ જેટલું થાય તેટલું કર્યું. આખો દિવસ આનંદમાં વ્યતીત કરાવ્યો. સિનેમા પણ જોઇ આવ્યા, અને રાત્રે મિત્રના પલંગની પડખે જ મારો ખાટલો ઢળાવ્યો. પંદરેક મિનિટ વિનોદની વાતો ચાલી હશે, ત્યાં કોણ જાણે કયારે, હું તો ઢળી પડયો. સવારના સૂર્યનારાયણના દર્શન થતાંવાંત હું ઝબકીને ઊઠયો, ત્યારે મારા મિત્ર પલંગમાં નહોતા, પણ બારી નજીક ખુરશી ઉપર બેઠે-બેઠે આકાશનું નિરિક્ષણ કરતા જણાયા. તેમની મુખમુદ્રા સ્વસ્થ ન જણાવાથી, વખતે મારા આતિથ્ય ધર્મમાં ઊણપ રહી હશે એમ માની, જલ્દી આંખ મોઢું ધોઈ ક્ષમા ચાહવા તેની સમીપ ગયો.

' કેમ ! ભાઈ સાહેબ ! ઉંઘ બરાબર આવી કે નહીં ? ' મેં વાત છેડી.

આવેલા બંગલાઓના પાટિયાં વાંચતા વાંચતા મફતચંદની આંખે 'કુંજલતા' નામક આલિશાન બંગલો નજરે પડયો. 'કુંજલતા'ના ઝાંપા આગળ એક પાટિયું માર્યું હતું કે–'આ બંગલો ભાડે આપવાનો છે. મળો ભૈયાને.' પાટિયું ઉકેલી મફતચંદ ઝાંપામાં ઘૂસ્યા, અને ઠેઠ પોર્ચ લગી પહોંચી ગયા. એક ભૈયો કે જે બાંક પર ઊંઘતો હતો તે મફતચંદની લાકડીના અવાજથી ઝબકીને જાગી ઉઠયો અને મફતચંદ પ્રતિ હાક મારી બોલ્યો–'અરે! ઓ બનિયા! કિધર જા રહે હો?'

'કેમ પૂછવું પડયું, ભૈયાજી! આ બંગલો ભાડે રાખવો છે, શેઠને મળવું છે. શેઠ કયાં છે?'

'શેઠકા કયા કામ હૈ? જો કુછ કામ હો વો મુઝે કહો! બંગલાકા સબ કારોબાર મૈં કરતા હું!'

'અરે! ભૈયાજી! તમે શું સમજો? તમારૂં કામ નથી, શેઠનું કામ છે.'

'સચ્ચ બતાવ! શેઠકા કામ હૈ, કે બંગલા ભાડે રખના હૈ?'

'નહીં. બંગલો ભાડે રાખવો નથી. શેઠનું કામ છે.'

છેવટે ઘણી રગઝગ પછી મફતચંદ ભૈયાજી પાસેથી છૂટકયા, અને બંગલાના માલિકના ઓરડામાં પ્રવેશ કર્યો. માલિકે મફતચંદ પૂછયું–'કેમ શેઠ! કોનું કામ છે? આપનું નામ શું?'

'મારૂં નામ મફતચંદ ફોગટચંદ શેઠ. 'ભારત કલોથ કંપની'માં મેનેજરનો માનવંતો હોદ્દો ધરાવું છું. હું આ બંગલો ભાડે રાખવા આવ્યો છું. જરા તમારો બંગલો બતાવશો?'

'હા–હા. કેમ નહી વારૂ! પધારો શેઠ!–' એમ બોલીને 'કુંજલતા'ના માલિકે બંગલાના પાંચ માળામાં મફતચંદને ખૂબ ફેરવ્યો. બંગલો જોઇ મફતચંદ મુગ્ધ બન્યો.

અને મારો ઘણો આગ્રહ છતાં કામનું બ્હાનું બતાવી તે વિશેષ ન રોકાયા, ત્યારે હું વિમાસણમાં પડ્યો. પણ મારા મિત્રના નોકરે જતાં જતાં અમારા રામાને વાતમાં વાત કરી દીધી, તે ઉપરથી જણાયું કે મારા નસકોરાંના ઘુઘવાટથી મારા મિત્રને રાતમાં જરા પણ નિદ્રા ન આવી.

મિત્રે તો બાપડે વિવેક ખાતર મૌન પકડયું. પણ મિસિસ તો હરવખત મને રોકડું પરખાવે છે કે–' તમે તે કોણ જાણે કેવી રીતે ઘોરો છો, કે કીકો બચારો ઘોડીઆમાં ભડકી ઉઠે છે; અને આડોશ પાડોશના પણ અમારે રોજ મેણાં ટોણાં સાંભળવા પડે છે. તમારાથી તો કાઇને કાળે હાડ આવી ગયા–ઇત્યાદી ઇત્યાદ.' હું પોતે જાણું છું કે હું કાંઈ નથી વાઘ, કે નથી દીપડો, કે નથી બાઘડાની પેઠે બાલકને ભડકાવવાનો લેશ વટીક પણ ઇરાદો કે ઇચ્છા. ઘોરવાની આ ક્રિયા મારી ઇચ્છા વિરૂદ્ધ કેવળ કુદરતી રીતે થયા કરે, છતાંયે નસકોરાં ઘસડનારા મારા જેવા કેટલાય નિર્દોષ આસામીઓ મારી પેઠે હડધુત થતા હશે!

નસ્કોરાં ઘોરવા એ શું દુર્ગુણ હશે! વૈદકીય મત પ્રમાણે નસ્કોરા ઘોરવાં એ નિદ્રત્વ સ્થિતિમાં ફેફસાંમાંથી શ્વાસો શ્વાસ શરીર બહાર નિકળવાની એક કુદરતી ક્રિયા છે. સ્થૂળ દેહના બંધારણ મુજબ કોઇનો ધ્વનિ ઓછો, તો કોઇનો વિશેષ નીકળે એટલુંજ. આ ધ્વનિ ઘણાંયને કર્કશ લાગે છે, તેનું કારણ તેમની અલ્પજ્ઞતા સિવાય બીજું મને કાંઈ લાગતું નથી.

પ્રાણીમાત્ર, તેમજ માનવ શરીરમાં ધ્વનિ છે. આ નાદનું રહસ્ય ઊકેલવા આધુનિક વૈદક શાસ્ત્ર મંથન કર્યા કરે છે. આપણી છાતી કે ફેફસાં બોદાં છે કે બલવાન, તેનો નિર્ણય ડૉકટર છાતી ઉપર ભુંગળું મૂકી, કાને સાંભળી, તે ઉપરથી કરવા જાય છે. એ સુર પોલા છે કે નક્કર એટલુંજ માત્ર તે કહી શકે છે. પણ સુરના

...ની સુન્દર વાણી સાંભળી મફતચંદ 'કુંજલતા'માંથી બહાર નિકળી રસ્તે પડયા. આગળ ચાલતાં તેમણે એક બંગલાના ઝાંપા ઉપર ચિત્રવિચિત્ર પાટીયું જોયું; પાટીઆં પાસે જઇ ઉકેલ્યું તો નીચેના શબ્દો માલુમ પડયાઃ 'કમલ–કોટેજ'માં આવેલ દરેક ખંડ ભાડે આપવાના છે. મળો માલિકને. મળવાનો સમય સવારના ૧૦ થી ૧૨ અને સાંજના ૬ થી ૮ વચ્ચે.' પાટીયું વાંચીને તરત જ મફતચંદ કમલ–કોટેજના દ્વારમાં પ્રવેશ્યા. જીવનના અંતીમ દિવસો આરામથી વ્યતિત કરતા એક લેખક મહાશયે 'કમલ–કોટેજ' બંધાવી તેમાં વાસ કર્યો હતો. જ્યારે મફતચંદ ઓરડામાં પ્રવેશ્યા ત્યારે લેખક મહાશય મફતચંદને કોઈ મોટો માણસ ધારીને બોલ્યા– 'પધારો સાહેબ ! બોલો શું આજ્ઞા છે ?'

'કમલ–કોટેજ'ના જે બે ખાલી ઓરડાઓ છે, તે મારે ભાડે રાખવા છે, તો જરા તે ઓરડાઓ બતાવવા કૃપા કરશો ?'

લેખક મહાશયે મફતચંદને ઓરડાઓ ફેરવીને બતાવ્યા, અને તેના પ્રતિ જોઇ બોલ્યા–'કેમ શેઠ સાહેબ ! પસંદ છે ને આ ઓરડાઓ ? શું ભાડે રાખવા વિચાર છે ?'

'જરા મારે એક ખુલાસો કરવાનો છે.' કમલ–કોટેજના ઓરડાઓની છત નિરખ્યા પછી મફતચંદ બોલ્યા.

'ઓહ ! ખુલાસો કરવાનો હોય તો કરોને ! તમારી સૂચના જો સારી હશે તો જરૂર હું શિર પર ચઢાવીશ.'

'આપનું 'કમલ–કોટેજ' સુંદર છે, તેમાં બે મત નથી. સુવાના ઓરડાઓ સારા છે. ઉપવન તથા મોટર ગેરેજ, બાથરૂપ તથા પાયખાનું કલાકૌશલ્યના ઉત્તમ નમુના છે. તો પણ ઓરડાઓની છત (સિલિંગ) બહુ જ નીચી છે. છતમાં જો ચાલતાં ચાલતાં માથું

અને મારો ઘણો આગ્રહ છતાં કામનું બ્હાનું બતાવી તે વિશેષ ન રોકાયા, ત્યારે હું વિમાસણમાં પડયો. પણ મારા મિત્રના નોકરે જતાં જતાં અમારા રામાને વાતમાં વાત કરી દીધી, તે ઉપરથી જણાયું કે મારા નસકોરાંના ઘુઘવાટથી મારા મિત્રને રાતમાં જરા પણ નિદ્રા ન આવી.

મિત્રે તો બાપડે વિવેક ખાતર મૌન પકડયું. પણ મિસિસ તો હરવખત મને રોકડું પરખાવે છે કે–' તમે તે કોણ જાણે કેવી રીતે ઘોરો છો, કે કીકા બચારા ઘોડીઆમાં ભડકી ઉઠે છે; અને આડોશ પાડોશના પણ અમારે રોજ મેણાં ટોણાં સાંભળવા પડે છે. તમારાથી તો કાઇને કાળે હાડ આવી ગયા–ઈત્યાદી ઈત્યાદ.' હું પોતે જાણું છું કે હું કાંઈ નથી વાઘ, કે નથી દીપડો, કે નથી બાઘડાની પેઠે બાલકને ભડકાવવાનો લેશ વટીક પણ ઇરાદો કે ઇચ્છા. ઘોરવાની આ ક્રિયા મારી ઈચ્છા વિરૂદ્ધ કેવળ કુદરતી રીતે થયા કરે, છતાંયે નસકોરાં ઘસડનારા મારા જેવા કેટલાય નિર્દોષ આસામીઓ મારી પેઠે હડધુત થતા હશે!

નસકોરાં ઘોરવા એ શું દુર્ગુણ હશે! વૈદકીય મત પ્રમાણે નસકોરા ઘોરવાં એ નિદ્રત્વ સ્થિતિમાં ફેફસાંમાંથી શ્વાસો શ્વાસ શરીર બહાર નિકળવાની એક કુદરતી ક્રિયા છે. સ્થૂળ દેહના બંધારણ મુજબ કોઇનો ધ્વનિ ઓછો, તો કોઇનો વિશેષ નીકળે એટલુંજ. આ ધ્વનિ ઘણાંયને કર્કશ લાગે છે, તેનું કારણ તેમની અલ્પજ્ઞતા સિવાય બીજું મને કાંઈ લાગતું નથી.

પ્રાણીમાત્ર, તેમજ માનવ શરીરમાં ધ્વનિ છે. આ નાદનું રહસ્ય ઊકેલવા આધુનિક વૈદક શાસ્ત્ર મંથન કર્યા કરે છે. આપણી જાની કે ફેફસાં બોદાં છે કે બલવાન, તેનો નિર્ણય ડૉક્ટર છાતી ઉપર ભુંગળું મુકી, કાને સાંભળી, તે ઉપરથી કરવા જાય છે. એ સુર પોલા છે કે નક્કર એટલુંજ માત્ર તે કહી શકે છે. પણ સુરના

પઠાણે શેઠને મફતચંદના શબ્દો પહોંચાડયા. મફતચંદને અંદર આવવા આવકાર મળ્યો. 'વિદ્યુત-વિલા'ના માલિક કે જે હાઇકોર્ટ વકીલ હતા, તેણે મફતચંદને આવકાર આપી ખુરશીએ બેસાડયા, અને વાતચીત ચાલી.

'જુઓ શેઠ સાહેબ! 'વિદ્યુતવિલા' નામનો આ મારો બંગલો બહુ જ વિશાળ અને આધુનિક સગવડતાથી ભરેલો છે, 'વિદ્યુત-વિલા'ની રચના એક યુરોપિયન શિલ્પીએ કરી છે. 'બંગલામાં ગરમ તથા શિતલ જળના નળ તથા ફુવારા છે, દરેક ખંડમાં વીજળીક બત્તી તથા વીજળીક ઘંટી છે. વાચનાલયની પણ ગોઠવણ છે. ટેબલ-ખુરશી-સોફા-કોચ ઇત્યાદિ જે માંગો તે મળશે. બોલો, તમારે કયો ખંડ ભાડે રાખવા વિચાર છે?'

'વિદ્યુત-વિલા' જોયા પછી મને બહુ જ ગમી ગયું છે. પ્રથમ ખંડ ભાડે રાખવા વિચાર છે. બોલો, શું ભાડું લેવું છે?'

'તમારે જે ખંડ જોઇએ છીએ તે ખંડનું ભાડું ફકત દોઢસો રૂપિયા છે.' બંગલાના છાપેલા ભાડાના દરોનો કોઠો જોઇને માલિક બોલ્યા.

'જો કે મારી દ્રષ્ટિએ, મારા જેવા સાધારણ માણસને, દોઢસો રૂપિયા ભાડું વધારે પડતું લાગે છે, તોપણ બંગલો સરસ છે, અને તાજેતરમાં મારા પત્નિ મુંબઇ આવવાના હોવાથી તેણીની મોજ માટે આ બંગલો ભાડે લેવા મારૂં મન લલચાય છે. વીજળીનો દિવો, પાણીનો નળ, વાચનાલય, ફર્નિચર ઇત્યાદિનો ખર્ચ ભાડામાં સમાઇ જાય છે ના?'

'નહીં, નહીં, સમજવામાં તમારી ભૂલ થાય છે. વીજળી બતીનું ખર્ચ, પાણીનું ખર્ચ, વાચનાલય માટે માસિકપત્રોનું ખર્ચ, ફર્નિચરનું ભાડું ઇત્યાદિ સુખસામગ્રીનું ખર્ચ અલગ પડશે. તમારા

વિદ્યાપીઠ આ શારીર–સંગીતનો વિષય હાથ પર લઇ જેમ જેમ કેળવશે, તેમ તેમ એ વિષય ઉપર અનોખું અજવાળું પડશે.

પણ વિદ્યાપીઠ શારીર–સંગીત કેળવે કે ન કેળવે, તેની સાથે કુદરતને કાંઇ લેવાદેવું નથી. કુદરત તો સંગીતમયજ છે. સાગરની વિચિયો, કે સમીરના સુસવાટનું સંગીત જેટલું કવિગણ ઉકેલે છે, તેટલું આપણે સમજી પણ શકતા નથી. હું તો ત્યાં લગી કહેવા હિંમત ધરૂં છું કે–જો ભેંઝલડીનાં ભેંકાર અને ગર્ધવના ભોંકારમાં શુદ્ધ સંગીત છે, તો પછી નસ્કોરાંના ઘુઘવાટમાં એનાથીય અનેરૂં સ્વર્ગીય સંગીત ભર્યું છે. કુદરતની આ ગેબી શક્તિને સમજો તો સંગીત, નહિંતર ઘોંઘાટ છે.

નસ્કોરાં ઘસરડવાનું કાંઇ પ્રત્યેક મનુષ્યના લલાટમાં લખાયેલું હોતું નથી. એ શક્તિ તો પરમાત્માએ પૂર્ણ વિચાર પૂર્વક, કરકસરથી, અમૂક ગણ્યાં ગાંઠયાં ભાગ્યવાન દેહમાંજ ભરી છે. આની પ્રતીતિ માટે કાંઇ રાત્રીની જરૂર નથી. અને રાત્રીને સમયે કોઇના ગૃહમાં પ્રવેશવાની હું ભાગ્યેજ સલાહ આપું. મધ્યાન્હ કાળે મુંબઇ જેવા મોટા નગરના એકાદ ધરખમ કલબમાં જાઓ, અને જુઓ. ખાણાં બાદ જરા છાંટો પાણી લઈ, આરામ ખુરશી ઉપર સહજ લાંબા ટાંગા કરી, લેટતે લેટતે, પાંચ મિનિટમાં આંખના પોપચાં બીડાય હાથમાંનું છાપું હેઠળ સરી પડે, અને ડોકનો કાંઠલો એક બાજુ ઠરડાઈ જતાં નસ્કોરાં વાટે ઘોર ધ્વનિ નિકળવા માંડે—તેવી વ્યક્તિઓને બરાબર નિહાળજો; અને તેમના શરીરના કદ, વાસ્કુટના બટન કેટલાં બીડેલાં અને કેટલા અણબીડેલાં છે, તે ઉપરથી માપ ઇત્યાદિનું બારીક અવલોકન કરી નોંધ કરશો, તો તમારી અવશ્ય ખાત્રી થશે કે–એ મહાપુરૂષો સુદામા શરીરી નહીં, પણ ભીમકાય ધરાવનારા છે. આ ઉપરથી પ્રથમ નિયમ એ નિર્માણ થઇ શકે છે

'સારૂં. આંહી એકાદ ઓરડી ખાલી છે. જરા જોઇ લ્યો. અંધારૂં છે એટલું જ. બાકી ઓરડી સ્વચ્છ, સુંદર અને હવાપાણીની સગવડતાથી ભરેલી છે. ભાડું પંદર રૂપિયા પડશે. બોલો, વિચારછે?'

'ઠીક. ત્યારે આવતી કાલથી રહેવા આવી જઇશ. ડીપોઝીટ શું ભરવાની છે?'

'પહેલા માસના ભાડા પેટે પંદર રૂપિયા ડીપોઝીટ ભરવાની છે.'

મફતચંદે પંદર રૂપિયા મકાન માલિકને રોકડા ગણી આપીને ત્યાંથી ચાલતી પકડી પરબારા પેઢી પર આવ્યા, અને પોતાના શેઠને કહ્યું: 'સી. પી. ચાલમાં આજે એક ઓરડી ભાડે રાખીને ભાડાચીઠ્ઠી કરી લીધી છે. આવતી કાલથી ત્યાં રહેવા જવાનો છું.'

'ઓરડીનું ભાડું શું ઠરાવ્યું છે?' શેઠે સવાલ કર્યો.

'માસિક પંદર રૂપિયા.' મફતચંદે ઉત્તર આપ્યો.

બીજે દિવસે સવારના પેઢીમાંથી ફક્ત એક બેડીંગ લઇને મફત-ચંદ નવા મકાને રહેવા ગયા. મફતચંદની દાનત પાર્વતીને મુંબઈ બોલાવવાની ન હતી. તેમ આગળ ઉપર મકાનના શેઠને ભાડું પણ ભરવાનો ઇરાદો ન હતો. મકાનમાલિક સ્વભાવે જરા સારા હતા. એટલે મફતચંદને આવકાર આપતાં બોલ્યા—'એક જાતીભાઇ તરીકે તમારા જેવા દેશચિંતક આબરૂદાર ગૃહસ્થને મારૂં મકાન ભાડે આપતાં મને ગર્વ ઉત્પન્ન થાય છે. તમે સુખેથી મારા મકાનમાં રહો. એમ ન માનશો કે આ મકાન પારકું છે, પણ આ તમારૂં જ મકાન છે એમ ધારશો. કોઈ જાતની ફીકરચિંતા ન કરશો.'

ભાવતું હતું ને વૈદ્દે કીધું તેમ મફતચંદને લાગવાથી તેણે તો રહેવાનું શરૂ કરી દીધું. બે માસ વ્યતિત થઇ ગયા. દરમ્યાન

રસ્તો છે. આ યુદ્ધકાળમાં અત્યારે આપણી સરકારને દરેક પ્રકારના કાર્યકર અને કલા નિપુણની જરૂર હોય છે. આર્યાવર્તમાં તો એની હમણાં મરજીઆત ભરતી થતી હોવાનું કહેવાય છે. પણ આ એકજ વિષય માટે ડીફેન્સ ઓફ ઇન્ડીયા એકટની રૂયે ફરજીઆત ભરતી ઠરાવે, તો હું તો મફત સેવા દેવા, અને એ ખાતું સંભાળી લેવા તૈયાર છું. પણ મારા જેવા બીજાઓને સારા વેતનની જાહેરાત અને લાલચ સાથે ' સંગ્રામ–સંગીત શયન ગૃહ ' માં ફરજીયાત ખેંચી લાવાય, તો આહાર બાદ લાગલી નિદ્રા, અને નિદ્રાની સાથે ' નસ્કોરા તરંગ ' ચાલુ થશે. એ ' નસ્કોરા તરંગ ' ને વિજ્ઞાન કલાની મદદથી રેડિયો સ્ટેશન દ્વારા, ગમે તે સ્થળે કેમ પોંચતા ( Transmit ) કરવા એતો હવે બચ્ચાંના ખેલ જેવું છે. પ્રત્યેક યુદ્ધક્ષેત્રમાં જ્યાં જ્યાં જ્યારે જ્યારે જરૂર હોય, ત્યાં ત્યાં ત્યારે ત્યારે આ બેન્ડનું સંગીત ચાલુ થાય, તો હાલના લશ્કરી બેંડનો ખર્ચો સાવ નીકળી જાય તેમ છે. તદુપરાંત આ અનેરા સ્વર્ગીય શરોદ સાંભળવા ઇન્દ્રની અપ્સરાઓ ઉતરી પડશે. બલ્કે લોકો ભીંસાઇ મરશે એ જુદું. ભવિષ્યમાં આ સંગીતના અત્યારના સોંઘા સુર એવા મોંઘા થશે, અને એવી કીંમત વધશે, કે અમારા જેવાને હમણાં હડધૂત કરનારાજ તે વખતે કપાળ કુટી નિશ્વાસ નાખશે કે—' હાયરે ! અમને જ પરમાત્માએ આ શક્તિથી વિમુખ રાખ્યા. ' માણસ બહુ ભાવ ખાય, કે મોંઘું થાય, તો હાલના કાળમાં કંટ્રોલની લટકતી કુહાડી ઉભી છે; તેમ આ સંગીતના સુર મોંઘા થતાં, સરકાર દબાવવા નિયમન કરે ત્યારની વાત ત્યારે.

મફતચંદ પાસે ભાડું માગવામાં ઢીલ કર્યે જતા હતા. આજે ભાડું આપશે, આવતી કાલે આપશે, એમ કરતાં કરતાં ત્રણ માસ વ્યતિત થઇ ગયા. એક દિવસ માલિકની ધીરજ ખુટી જતાં લાગ જોઇને રાત્રે મફતચંદને સુણાવી દીધું.

'મારા મકાનમાં તમે ત્રણ માસ થયા રહો છો. છતાં તમે હજુ સુધી ભાડું ભર્યું જ નથી. એ કેવી શરમની વાત છે ! તમારા જેવા આબરૂદાર ગૃહસ્થને એ શોભારૂપ છે ?'

મફતચંદ ક્યાં ઉતરે તેવા હતા ! એ પણ લાગ જોઇને બોલ્યા–'અરે ! તમે તમારું વચન કેમ ભૂલી ગયા ? હું જ્યારે અહીં રહેવા આવ્યો ત્યારે તમે જ મને કહ્યું હતું કે–મફતચંદ શેઠ ! એક જાતીભાઈ તરીકે તમારા જેવા દેશચિંતક આબરૂદાર ગૃહસ્થને મારૂં મકાન ભાડે આપતાં મને ગર્વ થાય છે. તમે સુખેથી મારા મકાનમાં રહો. એમ ન માનશો કે આ પારકું મકાન છે, પણ આ તમારૂં જ મકાન છે એમ ધારશો'–તો પછી શું ભાડું માગતાં તમને શરમ નથી આવતી ?'

'અરે! અરે! એક ખાનદાન ગૃહસ્થ થઇને આ શું બોલો છો ? તમારી દાનત બગડી છે ? તમારે ભાડું ભરવું નથી ? એ શબ્દો તો હું ફક્ત વિવેક ખાતર બોલ્યો હતો ! મને જો આવી ખબર હોત કે, મફતચંદ શેઠ ખરેખર એક મુફલીસ તથા મફતિયા માણસ છે તો હું મકાન કદી તેમને ભાડે આપત જ નહીં.'

'વિવેક ખાતર વચન આપીને હવે કેમ ફરી જાઓ છો ?' મફતચંદે દલીલ કરી.

'તમારે મારા મકાનનું ભાડું ભરવું છે કે ખાલી વાતો કરીને મારો અમૂલ્ય સમય વ્યતિત કરવો છે ?'

કેટલેક કાળે કૃષ્ણાનન્દજી રાજ દરબારમાં આવી ચઢયા; અને રાસ મંડળને નિરખી આશ્ચર્ય ચકીત થયા. સ્વામિજીએ મહારાજાની પીઠ થાબડી અને પંડિતોને નમસ્કાર કર્યા. સ્વામિજી નમે એથી તો પંડિતો ફુલીને ફાળકા થયા. અને જ્ઞાનમાં પોતાના પંડિતો સ્વામીજીથી ચાર ચંદાવા ચઢી જાય તેવા છે, એમ માની મહારાજનું મુખ પણ મલકયું. આખરે દરબાર વિખરાયો. સ્વામિજી વિદાય લેતા પહેલાં મહારાજા પાસે અંતઃપુરમાં જઈ પુનઃ અભિનંદન આપતાં બોલ્યા કે–' રાજન ! તેરે કવિગણ ઔર પંડિત મંડળ અત્યંત જ્ઞાન યુકત દેખ કર, મૂઝે બ્હોત આનન્દ ઔર ખૂશી હોતી હૈ, ઔર તેરા ક્રિષ્ન સ્વરૂપ દેખનેસે અધિક આનન્દ હોતા હૈ. લેકીન એક ખામી માલુમ હોતી હૈ. ”

“ શું ખામી છે, સ્વામિજી ? ”

“ પંડિત લોગને તેરેકું અઠારા અધ્યાય નહીં સુનાયા કયા ? ”

“ ના સ્વામિજી. એ વળી શું છે ? ”

“ ગોપી, ઔર વસ્ત્ર હરણકી લીલા જબતક પૂરી ન હો, તબતક તું સાક્ષાત ક્રિષ્ન નહીં બન શકતે હો. ” આટલું કહીને સ્વામિજીએ પોતાના આશ્રમ ભણી ચાલતી પકડી.

મહારાજાનું મન ચકડોળે ચઢયું, અને વળતે રોજ રાસ મંડળ જામ્યું ત્યારે વસ્ત્રાહરણનો પોતાનો મનસુબો વ્યકત કર્યો. પંડિતો બધા આભાજ બની ગયા.

‘ કેમ વિચારમાં પડયા ? શું વસ્ત્ર હરણની વાત કૃષ્ણ ચરિત્રમાં નથી ? ” રાજાજીએ પૂછયું.

“ છે–રાજન, પરન્તુ આ તો કળિકાળ છે. ”

“ શાસ્ત્રનો આધાર હોય, પછી તેને કાળનો બાધ લાગેજ શાનો ? કૃષ્ણાવતારમાં આપણી કશી ખામી નજ આવવી જોઇએ. ”

મફતચંદ પાસે ભાડું માગવામાં ઢીલ કર્યે જતા હતા. આજે ભાડું આપશે, આવતી કાલે આપશે, એમ કરતાં કરતાં ત્રણ માસ વ્યતિત થઇ ગયા. એક દિવસ માલિકની ધીરજ ખુટી જતાં લાગ જોઇને રાત્રે મફતચંદને સુણાવી દીધું.

'મારા મકાનમાં તમે ત્રણ માસ થયા રહો છો. છતાં તમે હજુ સુધી ભાડું ભર્યું જ નથી. એ કેવી શરમની વાત છે !. તમારા જેવા આબરૂદાર ગૃહસ્થને એ શોભારૂપ છે?'

મફતચંદ કયાં ઉતરે તેવા હતા ! એ પણ લાગ જોઇને બોલ્યા–'અરે ! તમે તમારૂં વચન કેમ ભૂલી ગયા ? હું જ્યારે આંહી રહેવા આવ્યો ત્યારે તમે જ મને કહ્યું હતું કે–મફતચંદ શેઠ ! એક જાતીભાઈ તરીકે તમારા જેવા દેશચિંતક આબરૂદાર ગૃહસ્થને મારૂં મકાન ભાડે આપતાં મને ગર્વ થાય છે. તમે સુખેથી મારા મકાનમાં રહો. એમ ન માનશો કે આ પારકું મકાન છે, પણ આ તમારૂં જ મકાન છે એમ ધારશો'–તો પછી શું ભાડું માગતાં તમને શરમ નથી આવતી ?'

'અરે ! અરે ! એક ખાનદાન ગૃહસ્થ થઇને આ શું બોલો છો ? તમારી દાનત બગડી છે ? તમારે ભાડું ભરવું નથી ? એ શબ્દો તો હું ફક્ત વિવેક ખાતર બોલ્યો હતો ! મને જો આવી ખબર હોત કે, મફતચંદ શેઠ ખરેખર એક મુફલીસ તથા મફતિયા માણસ છે તો હું મકાન કદી તેમને ભાડે આપત જ નહીં.'

'વિવેક ખાતર વચન આપીને હવે કેમ ફરી જાઓ છો ?' મફતચંદે દલીલ કરી.

'તમારે મારા મકાનનું ભાડું ભરવું છે કે ખાલી વાતો કરીને મારો અમૂલ્ય સમય વ્યતિત કરવો છે ?'

કેટલેક કાળે કૃષ્ણાનન્દજી રાજ દરબારમાં આવી ચઢયા; અને રાસ મંડળને નિરખી આશ્ચર્ય ચકીત થયા. સ્વામિજીએ મહારાજાની પીઠ થાબડી અને પંડિતોને નમસ્કાર કર્યા. સ્વામિજી નમે એથી તો પંડિતો ફુલીને ફાળકા થયા. અને જ્ઞાનમાં પોતાના પંડિતો સ્વામીજીથી ચાર ચંદ્રાવા ચઢી જાય તેવા છે, એમ માની મહારાજનું મુખ પણ મલક્યું. આખરે દરબાર વિખરાયો. સ્વામિજી વિદાય લેતા પહેલાં મહારાજા પાસે અંતઃપુરમાં જઈ પુનઃ અભિનંદન આપતાં બોલ્યા કે–' રાજન! તેરે કવિગણ ઔર પંડિત મંડળ અત્યંત જ્ઞાન યુકત દેખ કર, મૂઝે બ્હોત આનન્દ ઔર ખૂશી હોતી હૈ, ઔર તેરા ક્રિષ્ન સ્વરૂપ દેખનેસે અધિક આનન્દ હોતા હૈ. લેકીન એક ખામી માલુમ હોતી હૈ."

"શું ખામી છે, સ્વામિજી ?"

"પંડિત લોગને તેરેકું અઠારા અધ્યાય નહીં સુનાયા કયા ?"

"ના સ્વામિજી. એ વળી શું છે ?"

"ગોપી, ઔર વસ્ત્ર હરણકી લીલા જબતક પૂરી ન હો, તબતક તું સાક્ષાત ક્રિષ્ન નહીં બન શકતે હો." આટલું કહીને સ્વામિજીએ પોતાના આશ્રમ ભણી ચાલતી પકડી.

મહારાજાનું મન ચકડોળે ચઢયું, અને વળતે રોજ રાસ મંડળ જામ્યું ત્યારે વસ્ત્રાહરણનો પોતાનો મનસુબો વ્યકત કર્યો. પંડિતો બધા આભાજ બની ગયા.

'કેમ વિચારમાં પડયા ? શું વસ્ત્ર હરણની વાત કૃષ્ણ ચરિત્રમાં નથી ?" રાજાજીએ પૂછ્યું.

"છે–રાજન, પરન્તુ આ તો કળિકાળ છે."

"શાસ્ત્રનો આધાર હોય, પછી તેને કાળનો બાધ લાગેજ શાનો ? કૃષ્ણાવતારમાં આપણી કશી ખામી નજ આવવી જોઈએ."

ચોક્કસ જ્ઞાનના અભાવે, છાતી અગર ફેફસાંની તન્દુરસ્તી વા બિગાડ-નું ચોક્કસ પ્રમાણ ગણતરીથી કહેવા હાલનો ડાકટર અશક્ત છે. જેથી આ ઐશ્વરીય નાદનું પ્રથક્કરણ કરવા માટે શારીરિક વિદ્યા સાથે સંગીત શાસ્ત્રના સુયોગની કેટલી આવશ્યકતા છે, તે દીર્ઘ વિચારકો સમજતા થયા છે. શારીર-સંગીત ( Medico Music ) નું સાહિત્ય નિપજાવવા માટે આપણે સંગીત વિશારદ વૈદ્યો ઉપજાવવા પડશે, એમ પણ વૈજ્ઞાનિકોની પ્રતિતી થતી જાય છે. માનવ શરીરની અંદર કુદરતે સપ્ત સુરની સુન્દર શ્રેષ્ટ રચના ગોઠવી છે, એટલુંજ નહી પણ તાલ ઠેકાના નિયમમાં પણ સૃજનહારે કશી પણ કચાશ રાખી નથી. ડાકટર બાપડો આપણી છાતી ઉપર આંગળી વતી ટકોરો મારી, જાણે કે તનિક તબલું મેળમાં છે કે નહીં તેની ખાત્રી કરવા જાય છે; પણ બિચારો તાલ ઠેકાના જ્ઞાનના અભાવે મનમાંજ મુંઝાઇ આગળ વધી શકતો નથી. સંગીત નિપુણ એકાદ તાનસેન કે મૌલા-બક્ષ એ શ્વાસો શ્વાસથાંથી નિકળતા નાદ અને હૃદયના ધબકારાના ઠેકા ઉપરથી લાગલી નોંધ કરવા માંડશે, અને તે ઉપરથી નિર્ણય બાંધી ચોક્કસ કહી શકશે, કે એ સુરમાં રીખવ તીવ્ર છે, અગર ધૈવત કોમળ છે, નિષાદ વર્જ્ય છે કે પંચમ પ્રાધાન્ય છે. તાલ ધ્રુપદ છે કે ઠેકો પંજાબી છે એ પણ નક્કી કરી, છેવટ-એ સિંધ ભૈરવી, અગર જોગીઆ આશાવરી કે કોશી કાન્હડો, એ જે પ્રમાણે તે શરીરમાં ઠાઠ ચાલતો હશે, તે પ્રમાણે તેનું ચોક્કસ શાસ્ત્રીય પ્રમાણ સંગીતની દ્રષ્ટિએ આપી શકશે. અને આવા ચોક્કસ નિષ્ણાત અભિપ્રાયના આધારે ડાકટર તન્દુરસ્તીનું ચોકકસ પ્રમાણ હિસાબ મેળવી બાંધી શકશે. જેમ સંગીતમાં-દુગન, તીગન, ચોગન ઇત્યાદિ ચાલ હોય છે, તેમ શારીર સંગીતમાં પણ એવી ચાલોના તાલ હોય છે. વૈદકીય વિદ્યામાં જેને ‘ રામ બોલો ’ જેવો ‘ મોટો શ્વાસ ’ કહે છે, તેને સંગીત શાસ્ત્રમાં ‘એકદમ ચલતીના સુર’ કહે છે. આપણી

" અરે ગુરૂ મહારાજ ! આવા સમયમાં તે એવી વાત હોય ! "

" ઐસી લીલા કિત્નેહી રાજદરબાર, ઔર ધર્મ દરબાર મેં ઇસ કલિકાલમેં ભી હો રહી હૈ. "

"માબાપ ! અમારી ભૂલ પડી. હવે અમારી આબરૂ રાખ્યે છુટકો છે. અમારા ઘરમાં ધડાપીટ થઈ રહી છે. કાલ તો અમારી વહુ દીકરીઓને પરાણે કૃષ્ણલીલા રમવા ખેંચી જશે. જો આપ લાજ નહીં રાખો, તો અમે આંહીને આંહી આપઘાત કરશું અને બ્રહ્મ-હત્યાનું મહાપાપ આપને શિર ચોંટશે. "

" હરે ! હરે ! ઐસી ગંભીર બાત મત કરો. જાઓ મેં જરૂર આઉંગા. "

" સ્વામિજી ! અમારી સાથેજ ચાલો, કે પછી અમને ચિંતા ન રહે. "

" મેરા બચન હૈ. મૈં જરૂર આ પહોંચુંગા."

પંડિતવર્ગ પાછો પાટનગર ફર્યો. જન્માષ્ટમીનું પ્રભાત ઉગ્યું, તેમ તેમ પંડિતોના પોતિયાં ઢીલાં પોચાં થવા લાગ્યા. પંડિતોના ઘરમાં તો આજે પરાણે ઉપવાસ હતા. બગીચામાં તળાવ-ઝાડની ગોઠવણ પૂરી થઈ ગઈ અને બગીચે જવા માટે ડંકા નિશાન પણ તૈયાર થયા. પંડિતોને તો રાજસભામાં હાજર થયા સિવાય છુટકો નહોતો. વખત ભરાઈ ગયો છતાં સ્વામિજીનું કશું ઠર ઠેકાણું પણ નહીં; એટલે હવે અફીણ ખાવું, કે ગળે ફાંસો, એ ચિંતામાં પંડિતો પડ્યા. ત્યાં અણીને સમયે જેમ ગરૂડે ચડીને શામળીઓજી આવે, તેમ સ્વામિજી પણ દંડ-તલવાર ધારણ કરીને ચાખડીના પટાકા સાથે આવી પહોંચ્યા; અને ' પધારો-પધારો '-કહેતે પંડિતોએ આવકારનો ભરો ઠાલવ્યો.

ચોક્કસ જ્ઞાનના અભાવે, છાતી અગર ફેફસાંની તન્દુરસ્તી વા બિગાડ-નું ચોક્કસ પ્રમાણ ગણતરીથી કહેવા હાલનો ડાકટર અશક્ત છે. જેથી આ ઐશ્વરીય નાદનું પ્રથક્કરણ કરવા માટે શારીરિક વિદ્યા સાથે સંગીત શાસ્ત્રના સુયોગની કેટલી આવશ્યકતા છે, તે દીર્ઘ વિચારકો સમજતા થયા છે. શારીર-સંગીત ( Medico Music ) નું સાહિત્ય નિપજાવવા માટે આપણે સંગીત વિશારદ વૈદો ઉપજાવવા પડશે, એમ પણ વૈજ્ઞાનિકોની પ્રતિતી થતી જાય છે. માનવ શરીરની અંદર કુદરતે સપ્ત સુરની સુન્દર શ્રેષ્ટ રચના ગોઠવી છે, એટલુંજ નહી પણ તાલ ઠેકાના નિયમમાં પણ સૃજનહારે કશી પણ કચાશ રાખી નથી. ડાકટર બાપડો આપણી છાતી ઉપર આંગળી વતી ટકોરો મારી, જાણે કે તનિક તબલું મેળમાં છે કે નહીં તેની ખાત્રી કરવા જાય છે; પણ બિચારો તાલ ઠેકાના જ્ઞાનના અભાવે મનમાંજ મુંઝાઈ આગળ વધી શકતો નથી. સંગીત નિપુણ એકાદ તાનસેન કે મૌલા-બક્ષ એ શ્વાસો શ્વાસથાંથી નિકળતા નાદ અને હ્રદયના ધબકારાના ઠેકા ઉપરથી લાગલી નોંધ કરવા માંડશે, અને તે ઉપરથી નિર્ણય બાંધી ચોક્કસ કહી શકશે, કે એ સુરમાં રીખવ તીવ્ર છે, અગર ધૈવત કોમળ છે, નિષાદ વર્જ્ય છે કે પંચમ પ્રાધાન્ય છે. તાલ ધ્રુપદ છે કે ઠેકો પંજાબી છે એ પણ નકી કરી, ' છેવટ-એ સિંધ ભૈરવી, અગર જોગીઆ આશાવરી કે કોશી કાન્હડો, એ જે પ્રમાણે તે શરીરમાં ઠાઠ ચાલતો હશે, તે પ્રમાણે તેનું ચોક્કસ શાસ્ત્રીય પ્રમાણ સંગીતની દ્રષ્ટિએ આપી શકશે. અને આવા ચોક્કસ નિષ્ણાત અભિપ્રાયના આધારે ડાકટર તન્દુરસ્તીનું ચોકકસ પ્રમાણ હિસાબ મેળવી બાંધી શકશે. જેમ સંગીતમાં-દુગન, તીગન, ચોગન ઇત્યાદિ ચાલ હોય છે, તેમ શારીર સંગીતમાં પણ એવી ચાલોના તાલ હોય છે. વૈદકીય વિદ્યામાં જેને ' રામ બોલો ' જેવો ' મોટો શ્વાસ ' કહે છે, તેને સંગીત શાસ્ત્રમાં 'એકદમ ચલતીના સુર' કહે છે. આપણી

પરમાત્મા તો ખલક ઔર અલખ દોનોકી બાત જાનતે થેં. તું અલખકી બાત જાનતે હો ?"

"નહીં—સ્વામિજી."

"ક્રિષ્નકી બાલ લીલામેં તો ગોપીઓ ક્રિષ્ન પરમાત્મા પર ઉનકા રૂપ ઔર ગુન પર ફીદા ઔર પાગલ હો રહીથી, ઔર ક્રિષ્ન ભગવાનકો સ્નાન કરને કે લીયે યમુનામેં ખેંચ ગઇ થી. જબ ઇધર તું તો બિચારી ગોપીઓકું ખેંચને લગે હો. સચ્ચા ક્રિષ્ન કર્તા નહીં થે. ઇધર તુમ કર્તા બનતે હો. જબ તેરા રસ્તા ઉંધા હૈ, તબ મેરી તલ્વાર ભી ઉંધી રહેની ચાહીએ."

મહારાજા તરતજ સાનમાં સમજી ગયા, અને કૃષ્ણાવતાર તાબડતોબ સંકેલી લીધો.

ચોક્સ જ્ઞાનના અભાવે, છાતી અગર ફેફસાંની તન્દુરસ્તી વા બિગાડ-નું ચોક્કસ પ્રમાણ ગણતરીથી કહેવા હાલનો ડાક્ટર અશક્ત છે. જેથી આ ઐશ્વરીય નાદનું પ્રથક્કરણ કરવા માટે શારીરિક વિદ્યા સાથે સંગીત શાસ્ત્રના સુયોગની કેટલી આવશ્યકતા છે, તે દીર્ઘ વિચારકો સમજતા થયા છે. શારીર-સંગીત ( Medico Music ) નું સાહિત્ય નિપજાવવા માટે આપણે સંગીત વિશારદ વૈદ્યો ઉપજાવવા પડશે, એમ પણ વૈજ્ઞાનિકોની પ્રતિતી થતી જાય છે. માનવ શરીરની અંદર કુદરતે સપ્ત સુરની સુન્દર શ્રેષ્ટ રચના ગોઠવી છે, એટલુંજ નહી પણ તાલ ઠેકાના નિયમમાં પણ સૃજનહારે કશી પણ ક્યાશ રાખી નથી. ડાક્ટર બાપડો આપણી છાતી ઉપર આંગળી વતી ટકોરો મારી, જાણે કે તનિક તબલું મેળમાં છે કે નહીં તેની ખાત્રી કરવા જાય છે; પણ બિચારો તાલ ઠેકાના જ્ઞાનના અભાવે મનમાંજ મુંઝાઈ આગળ વધી શકતો નથી. સંગીત નિપુણ એકાદ તાનસેન કે મૌલા-બક્ષ એ શ્વાસો શ્વાસથાંથી નિકળતા નાદ અને હૃદયના ધબકારાના ઠેકા ઉપરથી લાગલી નોંધ કરવા માંડશે, અને તે ઉપરથી નિર્ણય બાંધી ચોક્કસ કહી શકશે, કે એ સુરમાં રીખવ તીવ્ર છે, અગર ધૈવત કોમળ છે, નિષાદ વર્જ્ય છે કે પંચમ પ્રાધાન્ય છે. તાલ ધ્રુપદ છે કે ઠેકો પંજાબી છે એ પણ નકી કરી, છેવટ-એ સિંધ ભૈરવી, અગર જોગીઆ આશાવરી કે કોશી કાન્હડો, એ જે પ્રમાણે તે શરીરમાં ઠાઠ ચાલતો હશે, તે પ્રમાણે તેનું ચોક્કસ શાસ્ત્રીય પ્રમાણ સંગીતની દ્રષ્ટિએ આપી શકશે. અને આવા ચોક્કસ નિષ્ણાત અભિપ્રાયના આધારે ડાક્ટર તન્દુરસ્તીનું ચોકકસ પ્રમાણ હિસાબ મેળવી બાંધી શકશે. જેમ સંગીતમાં-દુગન, તીગન, ચોગન ઇત્યાદિ ચાલ હોય છે, તેમ શારીર સંગીતમાં પણ એવી ચાલોના તાલ હોય છે. વૈદકીય વિદ્યામાં જેને ‘ રામ બોલો ’ જેવો ‘ મોટો શ્વાસ ’ કહે છે, તેને સંગીત શાસ્ત્રમાં ‘એકદમ ચલતીના સુર’ કહે છે. આપણી

મને અંતરમાં આનંદ ઉપજ્યો. મેં મારી રૂપાના ખોભરાવાળી લાકડી જરા ઉંચી કરીને રોફ માર્યો કે–'Get away ! (આઘા ખસો !) અમારે કોઇની જરૂર નથી. એઇ ગાડીવાળા !' એમ હાક મારતાં, ભાડુતી ટાંગા આવી પહોંચ્યા. એકની અંદર બૈરાં અને છોકરાઓ બેઠાં, બીજી ગાડીમાં સામાન મુકાવી હું બેસવા જતો હતો ત્યાં એક વ્યક્તિ ઉતાવળે પગલે આવી પહોંચી.

'May I know who you are please ?' (આપ કોણ છો, તે કૃપા કરીને કહેશો ?) તેણે અંગ્રેજીમાંજ કહ્યું.

'I am a bi-ped animal like you', (હું તમારા જેવો બે પગાળો પ્રાણી છું) મેં ઉત્તર આપ્યો.

'સાહેબ ! એ તો ઓળખાય તેવું છે. આપ કઇ જ્ઞાતિએ છો એ હું પુછું છું.' તેમણે હવે માતૃભાષામાં ચલાવ્યું.

'તમને શું લાગે છે ?' મેં પ્રતિપ્રશ્ન કર્યો.

'લાગો છો તો, આપ વણિક જેવા.'

'હા તેમજ છે.'

'આપ કયા પ્રદેશના છો ?' વળી બીજો પ્રશ્ન થયો.

'કાઠિયાવાડના'

'એ તો બરાબર, પણ કયા ગામના ?' આ તો જાણે કોઇ છુપી પોલીસનો માણસ મારી તપાસ કરતો હોય એમ લાગ્યું.

'મોવડીના.'

'હા. મોવડીના મલુકચંદશેઠ અને ફુલચંદ ફુલાણી હજુ મહિના દિ' પહેલાં આંહી જાત્રાએ આવી ગયા. એ આપના કંઇ સગા થાય ?'

વાત તો સાવ સાચી. એ અમારા નજીકનાંજ ભાયાતો, યાત્રાએ નિકળેલા, તે હું જાણું છું. આ કોઇ ભવિષ્યવેત્તા હોય એમ હવે મને ભાસ્યું.

કે—'નસ્કોરાં ઘોરવાની શક્તિ કુદરતે દુબળાં કે પોસલાં દેહમાં નથી મૂકી.' નિદ્રાદેવીને આરાધવા આમથી તેમ પાસા ફેરવ્યા છતાં, અને અધરાત લગી આળોટયા છતાં જે દેવી પ્રસન્ન થતા નથી, તે દેવિ, ખરે બપોરે વણનોતર્યે જેને વરમાળ આરોપતી હશે, તે આસામી કેવો ચિંતામુક્ત અને સુખી જીવડો છે, તે પણ તમને હવે ગળે ઉતરશે. એટલે બીજું સુત્ર એ પણ પ્રતિપાદન થાય છે, કે—'નસ્કોરાં ધસરડવાં, એ નિશ્ચિતતા અને સરલ સ્વભાવનું ચિન્હ છે.'

દરેક પ્રાંત અને દરેક દેશ, બલ્કે દરેક ખંડમાં આવી કુદરતી બખ્શેસ ધરાંવતા માનવો પડ્યા છે. પણ આ શક્તિ અત્યારે વેરણ છેરણ સ્થિતિમાં, હવામાં વ્યર્થ વેડફાઇ જાય છે. તેને એકત્ર કરી તાલબદ્ધ નિયમમાં રાખવાનું અદ્યાપિ પર્યન્ત કોઇને સુજયું નથી એજ મહા આશ્ચર્ય છે. શા માટે આ અનેરી શક્તિ સંગ્રહવાનો પ્રબંધ, વિજ્ઞાનના આ જમાનામાં કોઇ હાથ પર લેતું નથી! મારા ખીસામાં એની સુન્દર યોજના તૈયાર છે. ફક્ત સાધન અને સામગ્રીનો અભાવ છે. પ્રત્યેક શક્તિને સંગીતાચાર્યના કર્ણથી સાંભળશું, તો કોઇના નસ્કોરાંનો ઉપાડ આરોહીથી તો કોઇનો અવરોહીથી થતો હશે. આવી આવી તમામ શક્તિઓ જલ તરંગ, તબલા તરંગ, કે નસ તરંગની પેઠે તાલમાં ગોઠવાય, તો '**નસ્કોરાં-તરંગ**' નું લગભગ સાડાચારથી પોણા પાંચ સપ્તકનું આબાદ બેન્ડ બની શકે તેમ છે. આમાં કાંઇ શરણાઈ, પીતળનાં વાજાં, કે ઢોલ જેવા સાહિત્યોની કશી જરૂર નથી. સામગ્રીમાં—સુંદર શયન ગ્રહ, સુંદર બીછાના, સુંદર ખાન પાન, અને સુંદર ધ્રુમપાન હોય તો બસ છે. અને સાધનમાં—આ સુંદર સુરધારક આસામીઓની આવશ્યકતા. પણ એમ સાધન તરીકે આવવા એ મહા શક્તિ-ધારકો લલચાય કે કેમ એ એક પ્રશ્ન છે. તેનો પણ

'કાંઇ ફીકર નહીં, સાહેબ! આપ જરા થોભો. હું તપાસ કરીને આ—આવ્યો.' કહી ગોર મકાનની અંદર ગયા. બીજી ગાડીમાં બૈરાં કોચવાવા લાગ્યાં કે 'મોચીની દીવડીને પેઠે આપણું પુલેકું આમ કયાં લગી ફરફર કર્યાં કરશે? રાત પડી ગઇ, અને છોકરાં પણ હવે ભુખ્યાં થયાં છે.'

'આ તો યાત્રા છે. અત્યારમાંથી મુંઝાવું કેમ ચાલશે? કંઇક રસ્તો ધીમે ધીમે થઇ જશે.' મેં આશ્વાસન આપ્યું, ત્યાં ગોર મહારાજ એક મજુરને લઇને આવી પહોંચ્યા. ભીમા નામક એ મજુર પાસે અમારો સામાન બહાર કઢાવ્યો. અમે બધા ઉતર્યા. ગાડીવાળા સાથે ભાડાની રગઝગ થઇ. મેં ડાકબંગલા સુધી ઠેરવેલું ભાડું દેવા માંડયું, એટલે ગાડીવાળાએ ત્રીજી પેઢીની સંભળાવી તકાદો કર્યો કે 'આ કાંઇ બાપાનો માલ છે! બે કલાક ચકરડી–ભમરડી ફેરવીને ઘોડાની હુંસ કાઢી નાખી તે! બે ગાડીના રૂપીઆ ૭ થી એક પાઇ પણ ઓછી લેવાના નથી.'

'કાંઇ ફીકર નહીં. સાહેબ!' ગોર વચ્ચે પડ્યા. 'ગાડીવાળા સભ્યતા કયાં શીખ્યા છે? અલ્યા ઉમર! જરા વિચાર કર. આ કોણ છે! સાહેબ, એને રૂપીઆ ચાર દયો. બસ, ઉમર! હવે ઘણું થયું. સાહેબ! એને સાડા ચાર રૂપીઆ દઇ દયો. જા, હવે બોલીશ નહીં.' ગોર જેવા પંચ બોલ્યા, તેમને મારે પરમેશ્વર ગણ્યા સિવાય અત્યારે છુટકોજ નહોતો. વળી રસ્તા વચ્ચે બૈરાં છોકરાં ખોટી થતાં હોવાથી ચણભણાટ વધે, સબબ મુંગે મોઢે પંચના ચુકાદાને માન આપી, અમારૂં સરઘસ મકાનના આંગણાંમાં પ્રવેશ્યું.

'ગોર! આવડું મોટું મકાન છે, અને અમને આંહી લાવ્યા?' ભોંયતળીએ એક અંધારીઆ જેવા ખંડમાં અમને ધકેલ્યા, જેથી મેં પૂછયું.

યુગે યુગે આર્યાવર્તમાં અવતારો જન્મ્યા છે. રામાવતાર પછી કૃષ્ણાવતાર થયો. વ્યાસમુનિના પૌરાણિક શ્રીકૃષ્ણ તો સૌરાષ્ટ્રની પવિત્ર ભૂમિમાં સાગર તીરે તીરથી વિંધાઈને લીલા વિસ્તારી ગયાને આશરે પચાસ સૈકા વીત્યા હોવાનું કહેવાય છે. અને તેની નિશાની તરીકે ભાલુકાક્ષેત્ર પણ પ્રભાસ તીર્થ નજીક ભૂદેવો આપણને બતાવે છે. તો પણ કૃષ્ણાવતાર આ કલિકાલમાં પણ આર્યાવર્તમાં જીવંત હોય એમ આપણને લાગ્યા કરે છે.

રામાવતારમાં—વાત્સલ્ય પ્રેમ, ત્યાગ, વનવાસ, રખડપાટ, કોપીન, કુટીર, કંદમૂળ, સત્ય, વીરતા, ધૈર્ય, એક પત્નિવ્રત ઇત્યાદિ વાતો છે; પરન્તુ કૃષ્ણાવતારમાં તો—ગોપી, રાસલીલા, જુગાર, મોજ, વૈભવ, વિલાસ, રાજ પ્રપંચ, દાવપેચ ઇત્યાદિ અનેરા ઘાટોની રમત છે. તો પછી કૃષ્ણાવતાર કોને ન ગમે? આપણા અનેક ચન્દ્રવંશીય નૃપાલોમાં કૃષ્ણના એ ગુણો, જાણે કે વારસામાં ઉતરી આવ્યા હોય, અને કેમ જાણે સોળેસોળ આના કૃષ્ણાવતાર જ હોય નહીં એમ લાગ્યા કરે છે. બિચારા રામને તો કેવળ પોતાની રાજવી કારકિર્દિ—'રામ-રાજ્ય' તરીકે મતુ મરાવવા પુરતો જ સંભાળે છે, બાકી શ્રીરામના ચારિત્રનો તો તેમનામાં અંશ માત્ર લીસોટો પણ નહીં.

અને રૂમ ખાલી કર્યો છે. ભીમા ! આ–બધો સામાન ઉપર રૂમ નં.ર માં લઇ જા ! પધારો સાહેબ !'

'કરસનજીભાઇ ! તમે અમારે માટે બહુ તસ્દી લીધી.' દાદરો ચડતાં હું કહેવા લાગ્યો.

'નારે ! સાહેબ ! એમાં તકલીફ શાની ! આપ અમારા યજમાન કહેવાઓ, આપને માટે કરવું એ અમારો ધર્મ છે; અને આપને અમારી નજર રાખવી, એ આપનો ધર્મ છે. અમારા ગોકળજીભાઇ આપને આંહી લાવ્યા, અને તેમણે ભલામણ કરી, પછી અમારે આપને માટે જીવ દેવો જ જોઇએને ! જુઓ, સાહેબ ! આ આપનો ખંડ. બા ! અંદર પધારો !' કરસનજીની સનમાનવૃત્તિ હવે બૈરાં પ્રતિ ઢળી. 'કેમ ! બા ! હવે તો ઠીક પડશેને !'—ફરી કરસનજી બૈરાં પ્રતિ ઓછો ઓછો થવા લાગ્યો. આવા લોકોને ફુલાવવા કરતાં, કાંઇક અતડાપણનો વર્તાવ રાખવાથી ફાયદો, એ કલાથી નારી જાતિ અજ્ઞાત હોઇ, ખંડની અંદર પ્રવેશતાં બૈરાંથી નિખાલસ ભાવે સંતોષ વ્યક્ત થઇ ગયો કે–'વાહ ! આંહી તો મઝા પડશે.' પુરતાં હવા અજવાસ, સુન્દર ગાલીચો, વચ્ચે ટેબલ અને ખુરશી, અને ગાદલાં પણ તૈયાર પાથરેલાં, બધી સગવડ પુરતી, પછી બૈરાંને શા માટે મજા ન આવે ! 'કાંઇ જોતું કરતું હોય તો ભીમાને હાક મારવી'–એમ ભલામણ દઇને કરસનજીએ પીઠ ફેરવી, અને અમે નિરાંતે સ્થિર થયા. છોકરાં તો ખાધું ન ખાધું ને લાગલા ઢળી પડયા. એક તો પ્રવાસનો પરિશ્રમ, તેમાં વળી અરબ્બી સમુદ્રનો મીઠો મધુરો શીતલ પવન ભળ્યો, પછી અમારી આંખોમાં પણ ઘેન કેમ ન ચઢે ? ચાલી તરફનું બારણું અંદરથી બરાબર ઠસાવી, ફાનસ ઠારીને અમે પથારીમાં પડયા તેવા ઘોંટણ વળી ગયા.

" પણ–બાપુ ! ગામના બૈરાંઓને ફરજ નજ પાડી શકાય. વખતે મહાજન રૂઠયું તો હડતાલ પાડે અને કાં હિજરત કરે."

" આપણે કાંઈ ગામને ફરજ પાડવી નથી. આતો આનન્દનો સોદો છે. તમારા બધાના ઘરના બૈરાંઓ આવશે તો બસ. જન્માષ્ટમીના રોજ આપણા બગીચામાં તળાવ બનાવવા તથા તળાવની વચ્ચે ઝાડ ઉગાડવાનો હું તાત્કાલિક પ્રબંધ કરૂં છું. માટે તે રોજ તમારા સર્વ ઘરનાં બૈરાંઓ સુન્દર વસ્ત્રાભૂષણ સજીને આવે એ પ્રમાણે તમારે ગોઠવણ કરવાની છે."

હાથના કર્યા હૈયે વાગ્યા. પંડિતો તો બીજું શું બોલે ! બોલે તો બે ખાય તેવું થયું. કૃષ્ણ–સખાઓ વીલે મોઢે ઘેર ગયા. વાત કરતાં દરેકના ઘરમાં ધડાપીટ થવા લાગી અને હાહાકાર મચી ગયો. રાજહઠ સામે બીજો કોઇ ઇલાજ જ નહોતો. જન્માષ્ટમી નજીક આવવા લાગી, તેમ તેમ ભૂદેવોનું મહિલા મંડળ મોં વાળવા મંડયું. લાચાર થઈ અગ્રેસર પંડિતો સ્વામિજીના આશ્રમમાં આખરે પહોંચ્યા; અને 'ત્રાહિમામ–ત્રાહિમામ'–કરતાં લાંબા થઇને કૃષ્ણાનન્દ સ્વામિના ચરણમાં ઢળી પડ્યા.

" અરે ! અરે ! આપ લોગ બ્રહ્મદેવ, પૂજન અર્ચન કે પાત્ર. આપ મેરેકું શરમિન્દા કર રહે હો. મૈં આપકો નમસ્કાર કરતા હું. બ્રહ્મદેવ ! ઐસા ગભરાનેકા કયા કારન હૈ ?"

" મહારાજ ! અમારા માથા આપના ખોળામાં છે. મારો યા જીવાડો "—એમ કહીને પંડિતોએ રાજહુકમની વાત જણાવી.

" આપ લોગોને રાજાજીકું જ્ઞાન દીયા, ઔર આપકા જ્ઞાન-પ્રભાવસે મહારાજાકો ઐસા બિચાર આયા. તો ઇસ્મે હરકત હી કયા હૈ ? બાલલીલા તો હોની હી ચાહીયે."

મને જણાયું, અને ' હાઉસ ફુલ ' નો મર્મ પણ હવે હું સમજ્યો. વાતવાતમાં અમે મંદિરના આંગણે પહોંચ્યાં. ' આ–રૂખમણિનું મંદિર ' આ–સત્યભામાનું મંદિર. ' ગોર મંદિર પ્રતિ આંગળી ચીંધી અમને સમજાવવા લાગ્યા.

' આ–શ્રી કૃષ્ણ ભગવાન. ' એક મોટા મંદીરના ગર્ભદ્વારની અંદર પ્રવેશી અમે દર્શન કરતા હતા, એટલે ગોર માહિતી આપવા લાગ્યા.

' ગોર ! ગાયકવાડ સરકારનું એક ભારે સુખ છે. ઠામ ઠામ પાટિયાં લગાવ્યાં છે, જેથી ભોમિયાની જરૂર ન રહે. '

' કાંઇ ફીકર નહીં, સાહેબ ! આપ વૈષ્ણવ લાગતા નથી, જેથી આંહીના મહિમાની આપને ઓછી ખબર પડે. ' મંદિર બહાર લાંબા હાથ કરતા યાચકોને અમે કાંઇ ધર્યું નહીં, જેથી ગોરે લાગ જોઇ મારા પ્રતિ કાંકરી મારી.

' એ–ધર્મ વિષયની ચર્ચા આપણે પછી કરશું, ગોર ! આ શ્રીશંકરાચાર્યનું સ્થાન છે, તેના વંશમાં તમે બ્રામ્હણો ઉતરી આવ્યા છો ? '

' ના. જી. શંકરાચાર્ય તો મુળ દક્ષિણના, અને અમે ઉત્તરના. એ તૈલંગુ બ્રામ્હણ, અને અમે પોકરણા. '

' કેવા બ્રામ્હણ ? પાક–કરણા ? '

" નહીં, સાહેબ ! પોકરણા. '

' ઓ–આઇ–સી ! મેં માન્યું કે પાક કરણા. પાક મીન્સ–પકવાન કરનારા, અગર પાક–માયનો–પવિત્ર કરનારા. '

' કાંઇ ફીકર નહીં, સાહેબ ! એ પણ અમારો ધંધો છે. '

' ત્યારે–આ પુષ્કર તીર્થના બ્રામ્હણ કહેવાય છે, એ કોણ ? '

"પણ-બાપુ! ગામના બૈરાંઓને ફરજ નજ પાડી શકાય. વખતે મહાજન રૂઠયું તો હડતાલ પાડે અને કાં હિજરત કરે."

"આપણે કાંઈ ગામને ફરજ પાડવી નથી. આતો આનન્દનો સોદો છે. તમારા બધાના ઘરના બૈરાંઓ આવશે તો બસ. જન્માષ્ટમીના રોજ આપણા બગીચામાં તળાવ બનાવવા તથા તળાવની વચ્ચે ઝાડ ઉગાડવાનો હું તાત્કાલિક પ્રબંધ કરૂં છું. માટે તે રોજ તમારા સર્વ ઘરનાં બૈરાંઓ સુન્દર વસ્ત્રાભૂષણ સજીને આવે એ પ્રમાણે તમારે ગોઠવણ કરવાની છે."

હાથના કર્યા હૈયે વાગ્યા. પંડિતો તો બીજું શું બોલે! બોલે તો બે ખાય તેવું થયું. કૃષ્ણ-સખાઓ વીલે મોઢે ઘેર ગયા. વાત કરતાં દરેકના ઘરમાં ધડાપીટ થવા લાગી અને હાહાકાર મચી ગયો. રાજહઠ સામે બીજો કોઇ ઇલાજ જ નહોતો. જન્માષ્ટમી નજીક આવવા લાગી, તેમ તેમ ભૂદેવોનું મહિલા મંડળ મોં વાળવા મંડયું. લાચાર થઈ અગ્રેસર પંડિતો સ્વામિજીના આશ્રમમાં આખરે પહોંચ્યા; અને 'ત્રાહિમામ-ત્રાહિમામ'-કરતાં લાંબા થઇને કૃષ્ણાનન્દ સ્વામિના ચરણમાં ઢળી પડ્યા.

"અરે! અરે! આપ લોગ બ્રહ્મદેવ, પૂજન અર્ચન કે પાત્ર. આપ મેરેકું શરમિન્દા કર રહે હો. મૈં આપકો નમસ્કાર કરતા હું. બ્રહ્મદેવ! ઐસા ગભરાનેકા કયા કારન હૈ?"

"મહારાજ! અમારા માથા આપના ખોળામાં છે. મારો યા જીવાડો"—એમ કહીને પંડિતોએ રાજહુકમની વાત જણાવી.

"આપ લોગોને રાજાજીકું જ્ઞાન દીયા, ઔર આપકા જ્ઞાન-પ્રભાવસે મહારાજાકો ઐસા બિચાર આયા. તો ઇસમે હરકત ભી કયા હૈ? બાલલીલા તો હોની હી ચાહીયે."

'અરે! સાહેબ! કેળવણીનું તો અમે આંહી કરી લેશું. આપની જે શ્રદ્ધા હોય તે આપો, એટલે અમને લાખો મળ્યા.'

'શ્રદ્ધાનું તો ગોર, તમે અમને મંદિરમાંજ સંભળાવ્યું છે. પછી શું?'

ગોકળજી ગોર ટાઢો ખોળ થયાનું મને લાગતાં, શહેનશાહ પંચમ જ્યોર્જની છાપવાળો ચાંદીનો અરધો રૂપિયો ખિસ્સામાંથી બહાર કાઢ્યો. બૈરાંની લાગણી કાંઇક વિશેષ ઉભરાણી, જેથી તેણીના કહેવાથી અરધાને બદલે આખો રૂપિયો ગોરને આપ્યો, અને એ રાહુ પલ્યો. ભીમો સામાન ઉપાડી ગયો, અને અમે બધા દાદર ઉતર્યા; ત્યાં વળી કેતુ નડ્યો. કરસનજી ગોર સામા આવીને ઉભા. પોતે અમારે ખાતર રાત્રે કેટલી મહેનત કરી, કેટલા કાલાવાલા કર્યા ઇત્યાદિ ઇત્યાદિ પ્રવચન પુનઃ અમને સંભળાવવા લાગ્યા. રાત્રે જ ભીમાથી પુછપરછ કરતાં મારી ખાત્રી થઈ ગઇ હતી કે, ઉપરનાં ખંડ તો લગભગ ખાલી જેવાજ હતા. જેથી કરસનજીની સુંડી તો મારા હાથમાં આવી ગઇ હતી. અમારો સામાન ટાંગામાં બધો ગોઠવાઈ ગયો એમ મેં જોયું, એટલે પછી ધર્મશાળાની ધારાધોરણથી, ઉતારૂઓની નોંધ બુક અને વિઝીટબુક જલ્દી લાવવા કરસનજીને કીધું.

'સાહેબ! એની શી જરૂર છે! આપનો નાહક વખત જશે.'

'કાંઇ ફીકર નહીં, કરસનજી મહારાજ! ઉતારૂની નોંધ બુક–માંથી અમારે રાતવાળા મારવાડી ગૃહસ્થનું નામ શોધવું છે; અને મારે તેમની પાસે ઉપકાર માનવો છે. જલ્દી લાવો.'

'સાહેબ! એ મારવાડી તો ઉપડી ગયા.'

'એમ! ત્યારે રૂમનું ભાડું તો તમારા ધારા મુજબ તમે તેની પાસેથી લીધું હશે, જેથી મારે દેવાપણું ન રહ્યું.'

" પણ–બાપુ ! ગામના બૈરાંઓને ફરજ નજ પાડી શકાય. વખતે મહાજન રૂઠ્યું તો હડતાલ પાડે અને કાં હિજરત કરે."

" આપણે કાંઈ ગામને ફરજ પાડવી નથી. આતો આનન્દનો સોદો છે. તમારા બધાના ઘરના બૈરાંઓ આવશે તો બસ. જન્માષ્ટમીના રોજ આપણા બગીચામાં તળાવ બનાવવા તથા તળાવની વચ્ચે ઝાડ ઉગાડવાનો હું તાત્કાલિક પ્રબંધ કરૂં છું. માટે તે રોજ તમારા સર્વ ઘરનાં બૈરાંઓ સુન્દર વસ્ત્રાભૂષણ સજીને આવે એ પ્રમાણે તમારે ગોઠવણ કરવાની છે."

હાથના કર્યા હૈયે વાગ્યા. પંડિતો તો બીજું શું બોલે ! બોલે તો બે ખાય તેવું થયું. કૃષ્ણ–સખાઓ વીલે મોઢે ઘેર ગયા. વાત કરતાં દરેકના ઘરમાં ઘડાપીટ થવા લાગી અને હાહાકાર મચી ગયો. રાજહઠ સામે બીજો કોઇ ઇલાજ જ નહોતો. જન્માષ્ટમી નજીક આવવા લાગી, તેમ તેમ ભૂદેવોનું મહિલા મંડળ મોં વાળવા મંડયું. લાચાર થઈ અગ્રેસર પંડિતો સ્વામિજીના આશ્રમમાં આખરે પહોંચ્યા; અને 'ત્રાહિમામ–ત્રાહિમામ'–કરતાં લાંબા થઇને કૃષ્ણાનન્દ સ્વામિના ચરણમાં ઢળી પડ્યા.

" અરે ! અરે ! આપ લોગ બ્રહ્મદેવ, પૂજન અર્ચન કે પાત્ર. આપ મેરેકું શરમિન્દા કર રહે હો. મૈં આપકો નમસ્કાર કરતા હું. બ્રહ્મદેવ ! ઐસા ગભરાનેકા કયા કારન હૈ ?"

" મહારાજ ! અમારા માથા આપના ખોળામાં છે. મારો યા જીવાડો "—એમ કહીને પંડિતોએ રાજહુકમની વાત જણાવી.

" આપ લોગોને રાજાજીકું જ્ઞાન દીયા, ઔર આપકા જ્ઞાન-પ્રભાવસે મહારાજાકો ઐસા બિચાર આયા. તો ઇસમે હરકત હી કયા હૈ ? બાલલીલા તો હોની હી ચાહીયે."

## પરસેવાના પાકીટમાં

'સત્ય એવ જયતે' અને 'સત્યાનાસ્તિ પરોધર્મ' કે 'સત્યમ્ પરં ધીમહી'–ઇત્યાદિ ઇત્યાદિ પુરાણા સૂત્રો કે વૃતોના પડીકાં વાળીને ધર્મસ્થાનકમાંજ રહેવા દયોની ! આજે કોઇ સત્યવાદી હરિશ્ચન્દ્રનો સાચો પહેરવા જાય, તો કયી તારામતિ કે કયો રોહિત-કુમાર ઘરબાર વેચીને સાથે તીરથ કરવા નિકળશે ? કદાચ નિકળે, અને માણેક ચોકમાં બાઇડી છોકરાં સુદ્ધાં વેચાય, તો પણ કયો વશિષ્ટ કે કયો નારદમુનિ આકાશમાંથી ઉતરીને વ્હારે ધાય તેમ છે ? માટે તે વાત જવાજ દયોને ! નક્કામા પુરાણોના ટાયલાવેડા કરવામાં શું સાર છે ! ઇસ્વીસન અગિયાર હજાર સૈકા અવલના કહેવાતા સતજુગની રહેણી કહેણી પ્રમાણે આ વીસમીસદીના ધમાલિયા વાતાવરણમાં વર્તન રાખવા જાય, તો સુખે રહેવું અને ભુખે મરવા જેવું થાય. બીજું શું ?

જેનું નામ પાડયું ફોઈબાએ વિક્રમસિંહ, તેને બધા વિક્રમશી તરીકેજ ઓળખતા હતા. વિક્રમશી એટલે વક્રસિંહ, અર્થાત સી. આઈ. ડી. ના શિરોમણિ રાજા વીર વિક્રમને પણ હંફાવે એવો વક્રસિંહ. વિક્રમશી, એટલે નેવે મૂકે એવો ડીટેકટીવ નવલકથાનો નાયક. વિક્રમશી, એટલે સ્ટંટ ચિત્રોનો હીરો. વિક્રમશી, એટલે મહમદ છેલ. ગમે તેવી નાનીશી ચીજ, સમજો કે–તમારું સુવર્ણ કૉલર બટન હેઠળ પડ્યું, અને વિક્રમશીની ત્યાં દ્રષ્ટિ પડી તો ચપ દેતે ગેબ !

"રાજન! ઐસી માંગલિક ક્રિયા હોતી હૈ, ઔર મૂઝે આમંત્રણ ભી નહીં દીયા?" સ્વામિજીએ ધોખો કરવા માંડ્યો.

"સ્વામિજી! માફ કરો. યાદ જ ન આવ્યું."

"ઠીક, ઠીક, અબ તુમ કનૈયા સચ્ચા. તેરી ગોપીઓ કીધર હૈ?"

"મહારાજ! બગીચામાં લઇ આવવા હમણાં જ સીપાઇઓને મોકલી દીધા છે."

"બહોત ખૂબ. અબ ચલીયે બગીચે પર."

મહંત તો ઉપર રહીને નાક કપાવવા જ આવ્યા છે કે શું? પંડિતોના તો હોંશકોશ ઉડી ગયા. આખરે સ્વારી ઉપડી. અર્ધે રસ્તે આવ્યા, ત્યાં તો મહારાજાની દષ્ટિ સ્વામિ ઉપર ગઈ.

"અરે! અરે! સ્વામિજી! તલ્વાર આમ કેમ પકડી?"

"કયોં! કયા હુવા?"

"મુઠને બદલે તલ્વારની અણી હાથમાં ઝાલી છે તો આપને અણી વાગી જશે અને લોહી નિકળશે. આમ ઉંધી તલ્વાર નજ ઝલાય."

"યે–ઉંધી તલ્વાર કહેતા હૈ કયા?"

"હાસ્તો. સ્વામિજી! તમે અત્યારે પાગલ બન્યા છો કે શું?"

"હા. હા. હા. હા. તુમ કહેતે હૈ મુઝકો પાગલ, હમ કહેતે હૈ તુઝકો પાગલ." સ્વામીજી હસી પડ્યા.

"કેમ! મહંતજી! હું પાગલ કેમ?"

"દેખ–મહારાજા! તું કિષ્નલીલા કરને લગે હો. શ્રીક્રિષ્ન—

'સત્ય એવ જયતે' અને 'સત્યાનાસ્તિ પરોધર્મ' કે 'સત્યમ્ પરં ધીમહી'–ઇત્યાદિ ઇત્યાદિ પુરાણા સૂત્રો કે વૃતોના પડીકાં વાળીને ધર્મસ્થાનકમાંજ રહેવા દયોની ! આજે કોઇ સત્યવાદી હરિશ્ચન્દ્રનો સાચો પહેરવા જાય, તો કયી તારામતિ કે કયો રોહિત-કુમાર ઘરબાર વેચીને સાથે તીરથ કરવા નિકળશે ? કદાચ્ય નિકળે, અને માણેક ચોકમાં બાઇડી છોકરાં સુદ્ધાં વેચાય, તો પણ કયો વશિષ્ટ કે કયો નારદમુનિ આકાશમાંથી ઉતરીને વ્હારે ધાય તેમ છે ? માટે તે વાત જવાજ દયોને ! નક્કામા પુરાણોના ટાયલાવેડા કરવામાં શું સાર છે ! ઇસ્વીસન અગિયાર હજાર સૈકા અવલના કહેવાતા સતજુગની રહેણી કહેણી પ્રમાણે આ વીસમીસદીના ધમાલિયા વાતાવરણમાં વર્તન રાખવા જાય, તો સુખે રહેવું અને ભુખે મરવા જેવું થાય. બીજું શું ?

જેનું નામ પાડ્યું ફોઇબાએ વિક્રમસિંહ, તેને બધા વિક્રમશી તરીકેજ ઓળખતા હતા. વિક્રમશી એટલે વક્રસિંહ, અર્થાત સી. આઇ. ડી. ના શિરોમણિ રાજા વીર વિક્રમને પણ હંફાવે એવો વક્રસિંહ. વિક્રમશી, એટલે નેવે મૂકે એવો ડીટેક્ટીવ નવલકથાનો નાયક. વિક્રમશી, એટલે સ્ટંટ ચિત્રોનો હીરો. વિક્રમશી, એટલે મહમદ છેલ. ગમે તેવી નાનીશી ચીજ, સમજો કે–તમારૂં સુવર્ણ કૉલર બટન હેઠળ પડ્યું, અને વિક્રમશીની ત્યાં દ્રષ્ટિ પડી તો ચપ દેતે ગેબ !

## ૧૧ દ્વારામતિના દર્શને.

**રજાના** તહેવારમાં બૈરાં-છોકરાંને દ્વારકા ઓખા ઇત્યાદી તીર્થોની યાત્રા કરવાની ઇચ્છા થતાં અમે સહકુટુંબ તે તરફ જવા ઉપડયા. In Rome you must be a Roman (દેશ તેવો વેશ) એ કહેવત આપણાં આર્યાવર્તમાં કાર્ય સાધક થતી નથી. આંહી તો-' In India, you must be like an English man '-એ પ્રમાણે દેખાવ કરો તોજ તમારો રસ્તો સીધો સરળ થઈ શકે. આપણું ખોળીયું દેશી, તો પણ ઉપરના ન્યાયે મેં મુસાફરીમાં વિલાયતી સ્વાંગ સજ્યો. સાંજના દ્વારકા આવ્યું; અને અમે જેવા સ્ટેશન બહાર નીકળ્યા, તેવા ત્યાંના પંડયા-લોક અમારા ઉપર આક્રમણ કરવા ઉતરી પડયા.

' સાહેબ ! અમારી ધર્મશાળામાં સારો ઉતારો મળશે.' એકે કીધું.

' સાહેબ ! મારૂં પોતાનુંજ ઘર દરિયા કાંઠે છે. મજા આવશે.' બીજો બોલ્યો.

''સાહેબ ! આજે જન્માષ્ટમી છે. પુજાનો મારો વારો છે. હું આપને સીધા સરસ દર્શન કરાવીશ. ' ત્રીજાએ લાલચ આપી. ઓહો ! શ્રી કૃષ્ણની દ્વારકામાં અમારો પ્રથમ પ્રવેશ, અને તેજ દિવસ શ્રી કૃષ્ણ-ભગવાનની જન્મ જયંતિ ! આતો જાણે સોના સાથે સુગંધ ભળી !

ન પોંચે તો દોસ્ત ! બીજા પાંચ કટકા ઈનામ–હું–એકદમ !' એમ વિક્રમશીએ શોફરને પ્રોત્સાહન દેવા માંડયું.

રાજનગરને જાણે ભૂકંપના આંચકા આવતા હોય, તેમ મોટરોના ખડખડાટથી અમદાવાદની બધી પોળોના દરવાજા અને ઘરો ધ્રુજી ઉઠયા. રાહદારીઓની ભાગાભાગ અને નાસાનાસમાં કોઈ કચરાયા, કોઈ છોલાયા, કોઈ રંગાયા, કોઈ મુંડાયા ને કોઈના ખીસ્સા કપાયા. માણેકચોકની ભીડમાંથી જુમ્મા મસ્જીદ વટાવી, ફ્રન્ટિયર મેઈલની ઝડપે વીર વિક્રમશીની ટેકસી રીચીરોડ ઉપરથી ત્રણ દરવાજામાં દાખલ થતાં, કોણ જાણે શુંયે થયું, કે એકાએક ટાયરમાં કાણું પડતાં તોપ જેવો ધડાકો થયો, અને ફટ દેતે ટેકસીનો એક ટાંગો લુલ્લો થઈ ગયો. વીર વિક્રમશીએ હનુમાન જમ્પ કરી માંડયું દોડવા.

પોલીસદાદાવાળી પાછળની મોટર આવી પહોંચતાં દાદાએ મોટરમાંથી ઉતરીને એકદમ શોફરને માંડયો પકડવા. 'દાદા! મૈં નહીં. વો–ઓ બદમાસ ચોર ઈદરસે ભાગ ગયા.' કહી મહમદ શોફરે તેના પ્રતિ આંગળી ચીંધી. પોલીસદાદાના પચાસ વર્ષના જીવનની પણ આજે કોઈ ધન્ય ઘડી હતી. હજુ હમણાંજ એક મોટો મીરખાન ગિરફતાર કરીને જમાદારની પાયરી મેળવવાની તેને સુન્દર તક પ્રાપ્ત થઈ હતી તે શી રીતે જવા દયે! એટલે તેણે પણ જોરમાં આવીને એકાદ–બે સીગારેટના દમ ખેંચ્યા, વિક્રમશીનો બરાબર પીછો પકડયો. અમદાવાદી લોકો 'પકડો–પકડો, મારો. ભાગો' ના પોકારો કર્યા કરે, પણ ગુજરાતમાં કોની માયે શેર સુંઠ ઝાપટી હોય, કે બહાદૂર વિક્રમશીની દાઢી કે ખીસ્સામાં હાથ ઘાલી શકે! ભદ્રનો કિલ્લો વટાવી એલિસબ્રિજ ઉપર વિક્રમશી પહોંચ્યો, ત્યારે સિપાઈદાદા વચ્ચે માત્ર વીસેક ડગલાનુંજ અંતર હતું.

'આમ પૂછવાનો તમારો આશય શો છે?' મેં ટાંગાની પગથી ઉપર પગ મુકવા માંડયો.

'સાહેબ! આપ પુલાણી કુટુંબના છો, ખરૂં કે નહીં?'

'હા. પછી!'

'સાહેબ! હું આપનો કુટુંબી ગોર છું. ખાત્રી માટે ચોપડો મારા ખીસ્સામાંજ છે. મારા લાયક કાંઇ ફરમાશ હોય, તો ઉઠાવવા હું તૈયાર છું.' ઓત્તારી! આ તો ગોર નિકળ્યો! તે પણ અંગ્રેજી ભણેલો અને અપ–ટુ–ડેટ!!

'થેંક્યુ! મહારાજ! અમે ડાક બંગલામાં ઉતર્યાં છીએ.'

'તે–ભલે, પણ આપ આંહીના અજાણ્યા છો. હરકત ન હોય તો હું આપને ડાકબંગલા સુધી મુકવા આવું.' હું આ સ્થળથી પરિચિત નહતો, એ તો તદ્દન સત્ય હતું; જેથી વખતે કામ લાગે એમ ધારી, મેં હા પાડતાં ગોર મહારાજ ટાંગાની આગલી સીટમાં ચઢી બેઠા. ડાકબંગલાના આંગણામાં અમારા ટાંગા પુરા દાખલ થયા ન થયા, ત્યાં એક ચપરાસીએ દોડતા આવીને અમને મેલો સંભળાવ્યો કે 'સુબા સાહેબનો મુકામ છે. જગ્યા બિલકુલ ખાલી નથી.'

'કાંઈ ફીકર નહીં. મારા હસ્તક આપના લાયક પુષ્કળ જગ્યા છે. એલા ગાડીવાળા! મામાની શેરીને રસ્તે હાંકય!' એવી ગોરની સુચનાને આધારે ગાડીઓ ત્યાંથી પાછી વળી. બજારના રસ્તા ઉપર એક સુન્દર મકાન પાસે ઉભા રાખી ગોરે હાંક મારી–' જગ્યા છે કે?' કોઇએ મેડીના કઠોડામાંથી ઉત્તર વાળ્યો કે–' હાઉસ ફુલ.'

'કાંઈ ફીકર નહીં. અલ્યા ઉમર! પરા બાજુ ગાડી લે.' ગોરની આજ્ઞા મુજબ વળી ગાડીઓ ગતિમાં મુકાઇ, અને રસ્તા ઉપર એક બે માળાવાળા મકાન પાસે ઉભી રહી.

પાકીટ જ સાબરમતિજીને સુપ્રત કરી દીધેલું, અને જે મોરોક્કો ચાંમડાના પાકીટ પાછળ હીરા મોતીના પડીકાની આશાએ પોતાના પગના પાણી કર્યાં, તેમાંથી તો કેવળ નામદાર શહેનશાહની મૂર્તિવાળો ત્રાંબાનો ઢબ્બુ અને એક પાઈ જેટલોજ અવેજ નિકળ્યો. બિચારા વિક્રમશીએ જોરથી બે હાથવતી કપાળ કુટયું. તેનાથી સ્વગત બોલાઇ જવાયું કે:–' ખરેખર! **છક્કા પંજાના પાણીમાં, અને પરસેવાના જ પાકીટમાં.'**

'કાંઇ ફીકર નહીં. સાહેબ! ધીમે ધીમે સારા વાનાં થઇ રહેશે. આ કરસનભાઇ મારા કાકાના દીકરા થાય. ધર્મશાળાના મુખી છે. કરસનજી! સાહેબ માટે પાણી છાણીનો બરાબર બંદોબસ્ત કરજે. લ્યો, સાહેબ! હવે રાત ગઇ છે. આપ નાસ્તો પાણી કરો, અને જન્મનાં દર્શન બરાબર બારને ટકોરે થશે.' આપને બોલાવવા આવુંને?'

'હા. ત્યારે જરૂર આવજે.'

'ઠીક. ત્યારે રજા લઉં છું. કરસનજી! બરાબર સંભાળ રાખજે!'—એમ ભલામણ કરી ગોર વિદાય થયા.

'સાહેબ! આપે અમને અગાઉથી તાર કે ટપાલથી જણાવ્યુ હોત, તો ઉપલે માળે ફસકલાસ રૂમ આપને માટે રીઝવડ રાખતને! ગોકળ આઠમને લઇ યાત્રાળુઓનો એટલો બધો ભરાવો છે કે, ક્યાંઇ પગ મુકવા જેટલી જગ્યા નથી. હમણાં તો આપ રોડવો. હું આપને માટે પ્રયાસ કરૂં છું.' કહી કરમનજી પણ ચાલ્યા ગયા. ઝાંખા ફાનસને લઇ કાંઇ દિશા સુજતી નહોતી, જેથી 'અહ્રે દ્વારકા' કરી અમે પથારો માંડયો. છોકરાઓની ચણભણ શરૂ થઇ, જેનો ગુસ્સો મારા ઉપર ઉતરવા લાગ્યો. નાસ્તો છોકરાંઓ માટે કાઢયો, પણ આવા અવાવરૂ ઓરડામાં કોઇનો જીવ ઠર્યોજ નહીં, ત્યાં જરાવારે કરસનજીએ ભોડુ કાઢયું.

'સાહેબ! આપને માટે મેં પગના પાણી કર્યાં, ઉપલે માળે ફસકલાસ ખંડ આપને માટે ખાલી કરાવ્યો છે. મારવાડીનું આખું કુટુંબ તેમાં હતું. બે દિવસ થયાં આવેલ છે. સીધી રીતે ન સમજ્યા ત્યારે મારે દમ ભરાવવો પડયો કે– વડોદરાના નાયબ સુબા પધાર્યા છે, તેના માટે આ રૂમ ખાલી કરો; નહીંતર પટાવાળા આવી પરાણે બહાર કાઢશે. ત્યારે બાણ સોસરવું ઉતરી ગયું, અને સમજી ગયા

પાકીટ જ સાબરમતિજીને સુપ્રત કરી દીધેલું, અને જે મોરાકો ચાંમડાના પાકીટ પાછળ હીરા મોતીના પડીકાની આશાએ પોતાના પગના પાણી કર્યાં, તેમાંથી તો કેવળ નામદાર શહેનશાહની મૂર્તિવાળો ત્રાંબાનો ઢબ્બુ અને એક પાઈ જેટલોજ અવેજ નિકળ્યો. બિચારા વિક્રમશીએ જોરથી બે હાથવતી કપાળ કુટયું. તેનાથી સ્વગત બોલાઇ જવાયું કે:–' ખરેખર! **છક્કા પંજાના પાણીમાં, અને પરસેવાના જ પાકીટમાં.**'

કોણ જાણે ક્યારે, બહારથી બારણાં ઠોકવાનો ભારે ખખડાટ સાંભળી અમે જાગી ઉઠ્યા, ત્યારે તો સૂર્યનારાયણ લાલચોળ થતાં દેખ્યા.

'અરે! સાહેબ! આ તે તમે જાત્રા કરવા આવ્યા છો કે, ઉંઘના જોતરાં ખેંચવા?' બારણું ઉઘડતાં, ગોકળજી ગોર પ્રવેશ કરી બોલી ઉઠ્યા.

'કેમ! ગોર!'

'ત્યારે–મારા સાહેબ! રાતે પોણાબારે અમે તો બારણાં ઠોકી ઠોકીને થાકી ગયા, પણ નહીં કશો સળવળાટ! કે ગણગણાટ! મને તો ભય પેઠો કે, કોણ જાણે શું હશે! સવારે ખબર.'

'એમ, ગોર! અમને તો થાક્યા પાક્યા ભારે નિદ્રા આવી ગઈ.'

'કાંઇ ફીકર નહીં, સાહેબ! તમે બધા સાજા સારા છો એથી મારો જીવ હેઠો બેઠો. બાકી અષ્ટમીના દર્શન માટે હજારો ગાઉથી ગુસો આંહી આવે તેવો મહિમા, અને તમે જ લાભ ખોઇ બેઠા!'

'અરરર! હવે લાભ નહીં મળે?'

'કાંઇ ફીકર નહીં, સાહેબ! અત્યારે પણ દર્શન થઇ શકશે.'

'અમારે મંદિર તો જોવાં જ છે'–કહેતાં બધાને જલ્દી તૈયાર થવા મેં તાકીદ કરી. દંતધોવન, સુક્ષ્મ આહાર, ન્હાપાણી ઇત્યાદી વિધિ સત્વર પતાવી અમે બધા હેઠળ ઉતર્યા. ગોરે ભીમાને ટાંગા લાવવા હાક મારી, પરંતુ 'સવારના પગે ફરવાનો અમારો નિયમ છે' એમ જણાવી, મેંજ ભીમાને જતો અટકાવ્યો. વાતોના ચાપડા મારતે મારતે બજારમાંથી પસાર થયા. જે સ્થળે રાત્રે ગોરે પ્રથમ ગાડી થોભાવેલ, તે સ્થળ તો 'સીનેમાગૃહ' હોવાનું સૂર્યના પ્રકાશમાં

રાગ હે ' દરબારી કાન્હડા, ' તાલ હેં કાહીઆવાડી ઠેકા, બોલ હેં-' બોલવા તો. ' ઉસ્તાદ આદિતરામજી ?...

' હાંઆંઆં, હાંઆંઆં
બોલવા તો બોલ એવા,
શબ્દ તોળી બોલવા;
તોળતાં નહિં આવડે તો,
હોઠ જરી નવ ખોલવા...

આ મધુર સંગીત શ્રવણ કરતાં મને અત્યંત આલ્હાદ ઉત્પન્ન થયો. તેનો એકે એક શબ્દ મારી છાતીમાં કોતરાઈ ગયો; અને મને વિચાર કરતો કરી મેલ્યો. માલ તોળવાનાં કાંટા તો દરેક ગાંધીની દુકાનમાં હોય છે. સોનું કે હિરા મોતી તોલવાના કાંટા પણ આપણે ચોકસીની પેઢી પર જોઇએ છીએ. પણ શબ્દ તોલવાનો કાંટો તો કયાંયે નજરે ભાળ્યો નથી. કહેવાય છે કે, એ કાંટા અગાઉ વાણીઆ-લોકને ત્યાં હતા. દેખીતો મગનો ઢગલો જાણતાં છતાંયે, મહાજને બાદશાહ સમક્ષ મુવાના મઠ લગી, મગનું નામ ન પાડયું તે ના પાડયું. બાદશાહનો ઘોડો ઘોડારમાંથી ઉભી બજારે ભાગી છુટયો, તેને પકડવા શાહી માણસો દોડયા. તેને ઘોડો જે દિશાએ ભાગ્યો હતો એ વિષે એક દુકાનદારથી ભૂલથી કહેવાઇ ગયું તો ઘોડો બતાવવા માટે તેનું કાંડુ સિપાઇ લોકે પકડયું; ત્યારે સામી દુકાનેથી એક વયોવૃદ્ધ વેપારી ખોંખારો મારી બોલ્યા કે-' એલા ! ફેરવી બાંધ ! ફરી તોળ્ય.' ત્યારે પોતે જોયેલ જનાવરને તો સીંગડા હતાં એવું કહેતા સિપાઈના પંજામાંથી તે માંડ છુટયો. આવી જુની વાતો સાંભળતા એવા કાંટાં આપણા દેશમાં જરૂર હતા ખરા, પણ કાળે કરીને એ કાંટા અહીંથી ઉપડી ગયા. અને આજે શબ્દ તોળ-વાના એ કાંટા શ્રીમાન જોન-બુલને ત્યાં જોવામાં આવે છે. આવા

કોણ જાણે ક્યારે, બહારથી બારણાં ઠોકવાનો ભારે ખખડાટ સાંભળી અમે જાગી ઉઠયા, ત્યારે તો સૂર્યનારાયણ લાલચોળ થતાં દેખ્યા.

'અરે ! સાહેબ ! આ તે તમે જાત્રા કરવા આવ્યા છો કે, ઉંઘના જોતરાં ખેંચવા ?' બારણું ઉઘડતાં, ગોકળજી ગોર પ્રવેશ કરી બોલી ઉઠયા.

'કેમ ! ગોર !'

'ત્યારે–મારા સાહેબ ! રાતે પોણાબારે અમે તો બારણાં ઠોકી ઠોકીને થાકી ગયા, પણ નહીં કશો સળવળાટ ! કે ગણગણાટ ! અમને તો ભય પેઠો કે, કોણ જાણે શું હશે ! સવારે ખબર.'

'એમ, ગોર ! અમને તો થાકયા પાકયા ભારે નિદ્રા આવી ગઈ.'

'કાંઇ ફીકર નહીં, સાહેબ ! તમે બધા સાજા સારા છો એથી અમારો જીવ હેઠો બેઠો. બાકી અષ્ટમીના દર્શન માટે હજારો ગાઉથી માણસો આંહી આવે તેવો મહિમા, અને તમે જ લાભ ખોઇ બેઠા !'

'અરરર ! હવે લાભ નહીં મળે ?'

'કાંઇ ફીકર નહીં, સાહેબ ! અત્યારે પણ દર્શન થઇ શકશે.'

'અમારે મંદિર તો જોવાં જ છે'–કહેતાં બધાને જલ્દી તૈયાર થવા મેં તાકીદ કરી. દંતધોવન, સુક્ષ્મ આહાર, ન્હાપાણી ઇત્યાદી વિધિ સત્વર પતાવી અમે બધા હેઠળ ઉતર્યા. ગોરે ભીમાને ટાંગા લાવવા હાક મારી, પરંતુ 'સવારના પગે ફરવાનો અમારો નિયમ છે' એમ જણાવી, મેંજ ભીમાને જતો અટકાવ્યો. વાતોના ચાપડા મારતે મારતે બજારમાંથી પસાર થયા. જે સ્થળે રાત્રે ગોરે પ્રથમ ગાડી થોભાવેલ, તે સ્થળ તો 'સીનેમાગૃહ' હોવાનું સૂર્યના પ્રકાશમાં

વરસ થયું, દોઢ વરસ વિત્યું તોયે હજી બોલતા શિખ્યા નહી. મહેતાજીઓ રોકયા, મંત્રજંત્ર બેસાડયા, હોમહવન કર્યાં. બે અઢી વરસની વય થઇ તોયે કુંવરની વાચા ખુલી જ નહીં. ચાર–પાંચ ને છ વરસની વયે પહોંચ્યા તો પણ રાજકુંવર તો બીલકુલ બોલ્યા જ નહીં. ત્યારે છેવટ રાજાજીએ હાથ ધોઇ નાંખ્યા અને નિઃશ્વાસ નાંખ્યો કે, 'અરેરે ! પરમાત્માએ સુંદર પુત્ર દીધો તો દીધો, પણ સાવ મુંગો દીધો. જેવા આપણા ભાગ્ય !' એમ માતપિતાએ મનનું સમાધાન કર્યું. રાજકુંવરના રક્ષણ અને ચોકી માટે એક વિશ્વાસુ અને વફાદાર આરબને રોકવામાં આવ્યો. રાજકુંવરને મહેલ બહાર હેરવવા ફેરવવાનું કામ એનું. એક રોજ રાજકુંવરને આરબ બહાર ફરવા લઇ ગયો. નગરની બહાર ઉદ્યાનમાં રાજકુંવર રમવા લાગ્યા; અને નજીકમાં જ આરબ જરા આડે પડખે પડયો. ગ્રીષ્મ ઋતુની ઠંડા પવનની લ્હેરકી તથા લીમડાનો શિતળ છાંયડો, પછી નિદ્રા કોને ન આવે ? આરબ પણ નિંદ્રામાં પડયો. લીમડાના વૃક્ષ ઉપર એક કાગડો 'કા–કા' કરવા લાગ્યો. આ શ્યામ પંખીની સતત કર્કશ વાણીથી આરબની ઉંઘમાં ખલલ પડી; અને તેને એવો ક્રોધ ચઢયો કે પાસે પડેલી પોતાની બંદુક લઇ કાગડા પ્રતિ એવી તાકી કે, કાકઋષિ 'કા કા–કા' કરતે તરફડીઆ મારતે રાજકુંવરના પગ પાસે જઇ પડ્યા. રાજકુંવરના મુખમાંથી અચાનુચ શબ્દો સરી પડયા કે–'હે–મૂર્ખ ! બોલ્યો તો ગોળી ખાધીને ! મુંગો રહ્યો હોત તો ?' આટલું સાંભળતા તો આરબ આનંદમાં ઉભો થઈ થનગન થનગન નાચ કરવા લાગ્યો, અને દોડીને 'ઘણી ખમાં ! મારા કુંવરરાજને. કુંવર સાહેબ બોલ્યા '–એમ સલામ કરતે આરબે રાજકુંવરની પીઠ થાબડી. સૂર્યાસ્ત થતાં આરબ પાટવી કુમારને રાજમહેલમાં પાછો લઇ ગયો, અને 'વધાઇ ! મહારાજ, વધાઇ ! કુંવર સાહેબ બોલ્યા.' એમ આરબે ખુશાલીના વર્તમાન રાજાજીને સુણાવ્યા. રાજાજીને બહુજ

'સાહેબ ! એજ મુળ અમે.'

'હં. ત્યારે સમજાયું, પુષ્કરનાં–ઉપરથી પુષ્કરણા–તેનું અપભ્રંશ તમે પોકરણાં થઇ ગયા લાગો છો. વાતવાતમાં મંદિર બહાર નીકળી અમે ગોમતીજીમાં પહોંચી ગયા. ગોરે ગોમતી–સ્નાન મહાત્મ્યનું કેટલુંક પુરાણ સંભળાવતાં, બૈરાં પીગળી ગયા, અને સ્નાન માટે ઇચ્છા દર્શાવી.

'બા ! આંહી સ્નાન માટે મુંડકી વેરો દેવો પડશે,' ગોરે સ્પષ્ટિકરણ કર્યું.

'ઓહ ! એમ છે ! વેરો ભરી પરભવનું ભાથું બાંધવા તમારી ઇચ્છા હોય, તો પછી આપણે આંહીથી કાશી જઇ કરવત મેલાવશું' બૈરાંને મેં સંબોધતાં, તેણીએ વિચાર માંડી વાળ્યો; અને અમે ત્યાંથી ચાલતી પકડી.

'ગોર ! મંદિર તો પુરાં થઇ ગયાં. હવે આંહી બીજું જોવા લાયક શું છે ?' મંદિર બહાર નીકળી, રસ્તે પડતાં મેં પૂછ્યું.

'સાહેબ ! આંહી પરશોતમ શેઠનો બંગલો છે.'

'હા. મુંબઇમાં શેઠશ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજીનો બંગલો છે, તે અમે જોયો છે. બીજું કાંઇ ?'

'બીજું તો–દરીઓ છે.'

'દરીઓ, આંહી તમારે ત્યાંજ છે, કે બીજે ખરો ?'

'અરે સાહેબ ! દરીઓ તો ઘણે ઠેકાણે હોયજને !'

'તો ગોર ! થયું. ચાલો, હવે ઉતારે.'

ઉતારે બધા પહોંચ્યાં. મેં બૈરાંને બિસ્ત્રો વગેરે સામાન બાંધવા સુચના આપી, જેથી ગોરને ચટપટી થતાં બોલ્યા 'કેમ ! સાહેબ ! આંહી ઠીક ન પડયું ?'

બોલાવવા પ્રયાસ કરીશ. એટલી ગોઠવણુ થવી જોઇએ. જો બોલે તો ઠીક, નહીંતર મારા કિસ્મત !'

આરબની એ અરજ યોગ્ય લાગતાં કચેરી બરખાસ્ત કરવામાં આવી. આરબ તથા રાજકુંવરને મહેલની અંદર એક ખાનગી ખંડમાં મોકલવામાં આવ્યા. આરબે બારણાંને અંદરથી સાંકળ વાસી. રાજા તથા પ્રધાન બારણાંને અડીને છુપી રીતે સાંભળવા લાગ્યા, અને તડમાંથી જોવા પણ લાગ્યા.

'કુંવર સાહેબ ! આપ બગીચામાં બોલ્યા છો, એ મેં કાનોકાન સાંભળ્યું છે. તો મહેરબાની કરી જરા બોલો.' આરબ કુંવર પ્રતિ કરગરવા લાગ્યો. કુંવર તો ચુપ રહ્યા.

'કુંવરજી ! હું આપને પગે પડું છું. મારી આબરૂ રાખો, અને જરીક બોલો. નહીં બોલો તો મારૂં મોત ઉભું થશે.' કુંવર મન્દ હાસ્ય સહ ટગર ટગર જોયા કરે છે.

'અરે ! મારા કુંવરરાજ ! તમે મુંગા મુંગા મારા સામું હસ્યા કરો છો, અને એક હરફ પણ ઉચ્ચારતા નથી. હું તો હવે મરીશ, તેનો મને કશો ભય નથી. કાગડાને મેં ગોળીએ દીધો, ત્યારે તમે એક પંખી સામે બોલ્યા, પણ મારા જેવા એક નિરઅપરાધી માણુસ સામે બોલતાં અચકાઓ છો ? મને ગોળીએ દેશે તેનું કલંક તમને લાગશે. બોલો-કૃપાનાથ ! કાંઇક બોલો.'

'અલ્યા ! તું વળી બીજો મૂર્ખ ! કાગડાની પેઠે તું પણ બોલ્યો, તો તારે પણ ગોળી ખાવાનો વખત આવ્યો ને ! મુંગો રહ્યો હોત તો ?' રાજકુમાર આટલું બોલ્યા ત્યાં તો ચોમેર 'ઘણી ખંમા ! ઘણી ખમાં !' થતે બારણું ફટાફટ ઉઘડી ગયાં........

ઇચ્છા મુજબ મેં ચોપડામાં નામ નોંધી આપ્યા, અને ભીમાને એ ટપ્પા લાવવા હુકમ કર્યો.

‘ સાહેબ ! અમે આપના ગોર છીએ. આપના ઉપર અમારો નિભાવ છે.’ ગોર હવે પોતાના જાતિ સ્વભાવ ઉપર આવવા લાગ્યા.

‘ અમે શું નિભાવશું ! નિભાવનાર તો એક પરમાત્મા છે.’

‘ તે ખરૂં છે. સાહેબ ! ત્રણ દીકરી અને બે દીકરા છે. કાચો કુંવારો વહેવાર છે. મોટો દીકરો અંગ્રેજી ભણે છે, ખરચ પુરૂં થતું નથી.’

‘ હેં ! તમારો જ્યેષ્ઠ પુત્ર અંગ્રેજી ભણે છે? કયા કલાસમાં છે?’

‘ પાંચમા ધોરણમાં.’

‘ વારૂ. વારૂ ત્યારે–તો એને મેટ્રિક કરવો જોઇએ.’

‘ ઇચ્છા તો એજ છે, પણ ખરચનો સવાલ છે.’

‘ કાંઇ ફીકર નહીં. ગોર ! એ તમારા પુત્રને મારે ત્યાં મોકલજો. હું તેને હાઇસ્કુલમાં ભણાવીશ.’

‘ એ આપનો ઉપકાર. છોકરાને બહાર કાઢયો નથી, અને એકલો રહી શકે તેમ નથી.’

‘ એજ તમારી ભુલ છે. બહાર કાઢવાથી ઉલ્ટો વધારે ચંચળ થશે.’

‘ ખરૂં છે. સાહેબ ! આપને જે દક્ષણા આપવી હોય તે આપો એટલે પત્યું.’

‘ ગોર ! મેં તમને કીધું ને કે કેળવણીનું ખરચ સદાબરૂં હું ઉપાડી લઇશ. મેટ્રિક થશે તો તેને કોલેજમાં મોકલવા પણ મારો વિચાર છે. હવે બસ કરો.’

# સબરસ-સંહિતા

[ પ્રથમ અધ્યાય ]

ૐ શ્રી સબરસાય દેવો નમઃ
ૐ શ્રી સબરસ સંહિતા નમ :
ૐ શ્રી આર્યશાસ્ત્રે સપ્ત રસો નમઃ

ૐ શ્રી વીર, રૌદ્ર, બીભત્સ, કરૂણા, હાસ્ય, શૃંગાર, તથા શાંત રસાય નમઃ

એ આવશ્યક પ્રાર્થના કરી, મંગલાચરણ આરંભી, પ્રારંભે આ સબરસ સંહિતાની ઉત્પતિ વિશે શાસ્ત્રકાર સ્ફોટ કરે છેઃ શ્રી સબરસેન્દ્ર ભગવાને આ લોકને વિશે બે મહાત્માઓને આ સંહિતાનો મંત્ર આપ્યો-પૌર્વાત્યે મનુમહારાજને અને પાશ્ચાત્યે બાવા આદમને.

હવે પ્રથમ અધ્યાય, સપ્ત રસનો જે નીચોડ સબરસ સંહિતામાં વર્ણવાયેલ છે તે કહીએ :-(૧) ચાર અક્ષર રુપી સબ-રસમાંથી 'બ' કારનું છેદન કરી જે શેષ રહે તે-**સરસ**-એટલે ઉત્તમ, એટલે કે-આ અધ્યાય સરસ છે, ઉત્તમ છે. (૨) **સરસ-રસ** એટલે કે આ અધ્યાયનો રસ સરસ છે શ્રેષ્ટ છે. (૩) **સરસ-રબ-** એટલે આ રસ નિપજાવનાર રબ-યાને-કીરતાર સરસ છે. (૪) **સરસ-સબ** એટલે કે-આ જગતનાં જે માનવ-પ્રાણીઓ આ

ઇચ્છા મુજબ મેં ચોપડામાં નામ નોંધી આપ્યા, અને ભીમાને બે ટપ્પા લાવવા હુકમ કર્યો.

'સાહેબ! અમે આપના ગોર છીએ. આપના ઉપર અમારો નિભાવ છે.' ગોર હવે પોતાના જાતિ સ્વભાવ ઉપર આવવા લાગ્યા.

'અમે શું નિભાવશું! નિભાવનાર તો એક પરમાત્મા છે.'

'તે ખરૂં છે. સાહેબ! ત્રણ દીકરી અને બે દીકરા છે. કાચો કુંવારો વહેવાર છે. મોટો દીકરો અંગ્રેજી ભણે છે, ખરચ પુરૂં થતું નથી.'

'હેં! તમારો જ્યેષ્ઠ પુત્ર અંગ્રેજી ભણે છે? કયા ક્લાસમાં છે?'

'પાંચમા ધોરણમાં.'

'વારૂ. વારૂ ત્યારે–તો એને મેટ્રિક કરવો જોઇએ.'

'ઇચ્છા તો એજ છે, પણ ખરચનો સવાલ છે.'

'કાંઇ ફીકર નહીં. ગોર! એ તમારા પુત્રને મારે ત્યાં મોકલજો. હું તેને હાઇસ્કુલમાં ભણાવીશ.'

'એ આપનો ઉપકાર. છોકરાને બહાર કાઢયો નથી, અને એકલો રહી શકે તેમ નથી.'

'એજ તમારી ભુલ છે. બહાર કાઢવાથી ઉલ્ટો વધારે ચંચળ થશે.'

'ખરૂં છે. સાહેબ! આપને જે દક્ષણા આપવી હોય તે આપો એટલે પત્યું.'

'ગોર! મેં તમને કીધું ને કે કેળવણીનું ખરચ સદાબરૂં હું ઉપાડી લઇશ. મેટ્રિક થશે તો તેને કોલેજમાં મોકલવા પણ મારો વિચાર છે. હવે બસ કરો.'

[ પ્રથમ અધ્યાય ]

ૐ શ્રી સબરસાય દેવો નમઃ
ૐ શ્રી સબરસ સંહિતા નમ :
ૐ શ્રી આર્યશાસ્ત્રે સપ્ત રસો નમઃ

ૐ શ્રી વીર, રૌદ્ર, બીભત્સ, કરૂણા, હાસ્ય, શૃંગાર, તથા શાંત રસાય નમઃ

એ આવશ્યક પ્રાર્થના કરી, મંગલાચરણ આરંભી, પ્રારંભે આ સબરસ સંહિતાની ઉત્પતિ વિશે શાસ્ત્રકાર સ્ફોટ કરે છેઃ શ્રી સબરસેન્દ્ર ભગવાને આ લોકને વિશે બે મહાત્માઓને આ સંહિતાનો મંત્ર આપ્યો–પૌર્વાત્યે મનુમહારાજને અને પાશ્ચાત્યે બાવા આદમને.

હવે પ્રથમ અધ્યાય, સપ્ત રસનો જે નીચોડ સબરસ સંહિતામાં વર્ણવાયેલ છે તે કહીએ :–(૧) ચાર અક્ષર રુપી સબ-રસમાંથી ‘બ’ કારનું છેદન કરી જે શેષ રહે તે–**સરસ**–એટલે ઉત્તમ, એટલે કે–આ અધ્યાય સરસ છે, ઉત્તમ છે. (૨) **સરસ–રસ** એટલે કે આ અધ્યાયનો રસ સરસ છે શ્રેષ્ટ છે. (૩) **સરસ–રબ**–એટલે આ રસ નિપજાવનાર રબ–યાને–કીરતાર સરસ છે. (૪) **સરસ–સબ** એટલે કે–આ જગતનાં જે માનવ–પ્રાણીઓ આ

'સાહેબ! ભાડું દીધા વિના ચાલ્યા ગયા.'

'ઓહો! ત્યારે તો— 'ગૃહસ્થ' ને બદલે એ 'લોફર' નિકળ્યા! ભાડું તો તમારે ગાંઠનું ભરવું પડશે.'

'ના. સાહેબ! આપ તેમાં રહ્યા છોને ?'

'એ તો-આપણા યજમાન ગોરના સંબંધે, એટલે તમને ખાનગીમાં અમે આપીએ તે ઠીક; પણ એમાં ધર્મશાળાના વહીવટને શું લાગે વળગે!' ગોરનું મુખ નિસ્તેજ થતું ચાલ્યું. 'કરસનજી! તમે તો ધર્મશાળાના માનદ મુખી તરીકે કામ કરતા હશો, ખરુંને ?'

"ના સાહેબ. પગાર મળે છે."

"ઓહ! ત્યારે તો વળી અમને બીજી મુશ્કેલી નડી. પગારદાર નોકરને કશી બક્ષીસ આપવાની સખ્ત મનાઇનો ધારો આ સામેના આરસની તખ્તીમાં ચોડયો છે, અને ધારો પણ તેમજ લાગે છે. તમને અમારે કાંઇપણ ન દેવાય જેથી લાચાર.'

કરસનજી કાળો ભઠ્ઠ પડી ગયો, ત્યારે ધારા પ્રમાણે ફર્સ્ટ ક્લાસનું રોજનું ભાડું ભરી પોંચ લીધી, અને ફક્ત બ્રાહ્મણ તરીકે દક્ષણાની પાવલી આપી, ભીમાને તેની મહેનતામણ ચુકવી, અમો ટાંગામાં બેઠા. અને ટપા ઉપડતાં 'ગુડ-ડે-મિસ્તર 'ગોકુલજી! — ગુડ-ડે-મિસ્તર કૃષ્ણાજી!'—એમ પાશ્ચત્ય પદ્ધતિએ મેં નમસ્કાર કર્યા, છતાંયે સામો કશો પ્રત્યુતર ન મળ્યો; બલ્કે બન્ને કાંઇક સરસ્વતિ સંભળાવતા હોય, એમ તેમના અભિનય ઉપરથી મેં અનુમાન ખેંચ્યું.

હાથ ચાલાકીમાં ચબરાક આપણી વાર્તાનો નાયક વિક્રમશી, એ પાંદડે નહી થવાનું મુખ્ય અને મહત્વનું કારણ, અમને તો એમ લાગે છે કે, આપણા લોકોને હમણાં હમણાં ખીસ્સા પાકીટ છાતીએ બાંધીને બહાર નિકળવાની બુરી કુટેવ પડી ગઈ છે, તે છે. ફક્ત અજમાયશ દાખલ તમારા ગજવામાં જરા કાણું રાખો, અને પછી જોઈ લ્યો કે પાકીટને પાંખ આવે છે કે નહીં? કહેવત છે કે ' બકરૂં, ન મેલે કાંકરો, અને ઉંટ ન મેલે આંકડો. '–તેમ આપણી કથાના નાયક વિક્રમશીને પણ, કોડીએ હલાલ અને બચકી પણ હલાલ હતી.

વિક્રમશીએ સોળે સરાવ્યાં હતા. જેવો ચીજ સેરવવામાં તેનો હાથ હળવો, તેવોજ છક્કા પંજામાં પણ હાથ ભારે પાવરધો. લુણ વગર જેમ તરકારી લુખ્ખી, તેમ જુગારના મેળાઓ વિક્રમસિંહ વગરના મોળા. જુગારના મેળામાં એકના છ, કે એકના બાર લેવા એ તો એ ભાઇને મન બચ્ચાંના ખેલ હતા.

એક રોજ વિક્રમશીએ શ્રી વર્ધમાનપુરના મેળામાં હાથ મારી, રૂપિયા પાંચસોની નોટોનો ઉસરડો કરી, હસ્તે મુખે અમદાવાદ જવા એક ગાડી પકડી. અમદાવાદ પહોંચીને સ્ટેશન બહાર રેસ્ટોરાંમાં જરા પેટપૂજન કરી, પછી પાનબીડું મુખમાં ઓળવીને પાંચકુવા તરફનો રસ્તો લીધો.

વિક્રમશીના મોઢા આગળ કોઈ મુલ્તાની જેવો શખ્શ ચાલ્યો જતો હશે, તેના ખીસ્સામાંથી પાકીટ હેઠળ સરી પડયું. મોરોક્કો લેધરનું સુંદર પાકીટ વિક્રમશીની નજરે પડયું, બકરૂં વાઘની દ્રષ્ટિએ પડે, પછી જીવતું જાય કે? તેમ વિક્રમશી એવો કયાં વાંદરા જેવો વાંગડ હતો કે મોઢે આવેલો કોળીઓ પાછો વાળે! વિક્રમશીએ વળી સત્યવાદી યુધિષ્ઠિર હોવાનો કયે દહાડે દાવો કર્યો હતો કે, પોલિસ ચોકીએ જઈ–' સાહેબ! રસ્તા ઉપરથી આ પાકીટ મળ્યું

[ પ્રથમ અધ્યાય ]

ૐ શ્રી સબરસાય દેવો નમઃ
ૐ શ્રી સબરસ સંહિતા નમ :
ૐ શ્રી આર્યશાસ્ત્રે સપ્ત રસો નમઃ

ૐ શ્રી વીર, રૌદ્ર, બીભત્સ, કરૂણા, હાસ્ય, શૃંગાર, તથા શાંત રસાય નમઃ

એ આવશ્યક પ્રાર્થના કરી, મંગલાચરણ આરંભી, પ્રારંભે આ સબરસ સંહિતાની ઉત્પતિ વિશે શાસ્ત્રકાર સ્ફોટ કરે છેઃ શ્રી સબરસેન્દ્ર ભગવાને આ લોકને વિશે બે મહાત્માઓને આ સંહિતાનો મંત્ર આપ્યો–પૌર્વાત્યે મનુમહારાજને અને પાશ્ચાત્યે બાવા આદમને.

હવે પ્રથમ અધ્યાય, સપ્ત રસનો જે નીચોડ સબરસ સંહિતામાં વર્ણવાયેલ છે તે કહીએ :–(૧) ચાર અક્ષર રુપી સબરસમાંથી 'બ' કારનું છેદન કરી જે શેષ રહે તે–**સરસ**–એટલે ઉત્તમ, એટલે કે–આ અધ્યાય સરસ છે, ઉત્તમ છે. (૨) **સરસ–રસ** એટલે કે આ અધ્યાયનો રસ સરસ છે શ્રેષ્ટ છે. (૩) **સરસ–રબ**–એટલે આ રસ નિપજાવનાર રબ–યાને–કીરતાર સરસ છે. (૪) **સરસ–સબ** એટલે કે–આ જગતનાં જે માનવ–પ્રાણીઓ અ

--વાયસા સબ્બરસ ભોગ કહેવાય. અને એ જાહેર ખબર આપનાર લોજ કે હોટલમાં ખરેખાત જાતે જઇ એ રસ પુરી તથા પાતરાં ખમણુ જમણનો મુખદ્વારા ઉપભોગ કરવો, તે **કાયસા–સબ્બરસ ભોગ** સમજવો.

હવે પ્રત્યેક કાળે સબ્બરસના પ્રકારો પૈકી હુલ્લડ કાળનું એકાદ દ્રષ્ટાંત શાસ્ત્રકાર આપે છેઃ–(૧) હુલ્લડકાળે, શાંતિદળ કે મહાસભાના ખાદીધારી સેવકો ભયંકર લત્તામાં માનવ–પ્રાણીના રક્ષણાર્થે અને સેવાર્થે જીવના જોખમે ઘૂમ્યા કરે, એ વર્ણન વાંચતાં, સાંભળતાં, કે દૃશ્ય નજરો નજર જોતાં જે રસ ઉપજે તે–**વીરરસ.** (૨) ગુંડાઓ ભયંકર લત્તામાં છાને ખુણે ભેળા મળી 'ખબરદાર–હોંશીઆર'ના કર્ણ કઠોર તીવ્ર હોંકારા ગોકીરા કરે, તે **રૌદ્રરસ.** (૩) ભયંકર લત્તામાં છુરીઓ ઉછળતી હોય, તેવે કાળે એજ લત્તાની કોઇ હોટલની અંદર 'એક કપ આધા' 'એક કપ સીંગલ'–ઉપરાંત 'મેં બનકી ચીડીઆ બનકે બન બન બોલું રે'–એવા એવા હોટલની અંદર થતા ભણકારવ, તથા રેકર્ડના રણકારવના વર્ણન વાંચતા, સુણતાં, અગર દશ્ય નજરે જોતાં જે રસ ઉપજે તે **બીભત્સ રસ.** (૪) ભયંકર લત્તામાં નિરપરાધી રાહદારીની પીઠ પાછળ છુરી ભોંકાતા, તે લોહી ઓકી ભૂમિપર પટકાઇ પડવાના વર્ણન વાંચતા, સાંભળતા, અગર એ દૃશ્ય નજરે નિહાળતા જે રસ ઉત્પન્ન થાય તે **કરૂણા રસ.** (૫) ભેંસ ભડકીને ઉભે શિંગડે ચારે પગે ભાગતાં તેનાથી ભડકી જઈ, કોઇ બ્હીકણ આદમી ધોતીઆનો લોચો હાથમાં લેતોક, મુઠીઓ વાળી ઉભે શ્વાસે દોડે, તેને દેખીને તેની પાછળ બીજો દોડે, બીજા પછી ત્રીજો–તેની પાછળ ચોથો–એમ રાજ્યમાર્ગમાં દોડમદોડી દેખીને તથા ભાગનાશ થતી જોઇને દુકાનો ટપોટપ બંધ થતાં હડતાળ પડવાના સમાચાર વાંચતાં, સાંભળતાં, અગર એ દશ્ય દૃષ્ટિએ દેખતાં જે રસ ઉપજે તે–**હાસ્ય રસ.** (૬) હુલ્લડ કાળે–ચોપાટી કે

તેણે મુઠીઓ વાળી લાંબી દોટ લગાવી. વિક્રમશી દોડયો એટલે પેલો પોલિસ પણ દોડયો. રીચીરોડ ઉપરથી વિક્રમશીએ ખાડીઆને રસ્તે વળાંક લીધો. પાછળ વળીને જોયું તો 'પકડો–પકડો' એવી બૂમરાણ પણ સાંભળી.

ખાડીઆ આગળ માણસોનું ટોળું એકઠું થઇ ગયું. એક પહેલવાન શખ્સ વિક્રમશી આડો ફર્યો. પણ વિક્રમશીભાઇ એમ કયાં ગાંજ્યો જાય તેવો કાચો હતો? પેલા પહેલવાનના પગમાં જરા આંટી લગાવતાં અમદાવાદી પહેલવાન ગડથોલું ખાઇ ગયો, તેવો વિક્રમશી છલાંગ મારતો હરણની પેઠે ભાગ્યો. 'પકડો–પકડો. ખૂની ભાગે છે' –એમ પોકારતું પોલિસ અને માણસોનું મોટું ટોળું પણ વિક્રમશીની પાછળ દોડવા લાગ્યું.

પાટનગરમાં જાણે ધાડ પડી હોય અને હથીયારબંધ બારવટીઆ-ઓ આવ્યા હોય, અગર તો હુલ્લડ થયું હોય, તેમ લોકોમાં તરતજ નાશભાગ થવા લાગી. હોટેલો, દુકાનો અને મોટામોટા સ્ટોરો ટપોટપ બંધ થવા લાગ્યા. આખા રસ્તામાં ચેં–ભેં થઈ રહી.

ખાડીઆના ચોકમાં ઉભેલી એક ખાલી ટેકસીમાં વિક્રમશીએ કુદકો માર્યો, અને 'એકદમ ચલાવ! કોચરબ પાલડી.' એમ અંદર પડતાં આજ્ઞા કરી. ગજવામાં છુટા દશ દશના ત્રણ કટકા હતા તે શોફરના હાથમાં સેરવતાં, શોફરના અંગમાં ગરમાવો આવ્યો, તેવી ટેકસીના એન્જીનની પણ એવી સ્ફુર્તિ વધી, કે મોટર માંડી ગજગજ ઉછળવા.

કદાચ જુગારના અખાડાના શિરોમણિ વિક્રમશીનો જીવ ખોળીઆમાં હશે, પણ આંખો તો પાછળજ ફાટી હતી. પાછળ પડેલા પેલા પોલિસદાદાએ પણ એક ચાલતી મોટરને ઉભી રાખી, તે ઉપર કુદકો મારી પાછળ ચાલુ કરાવી. 'ચલાવ હાંકયે રાખ. પાછળવાળો

થતાં તેના માવતર માથું કુટતા રડી પડે કે–' અરેરે! અમારા જીવન કડવાં ઝેર કરી નાખ્યા.' કોઇ મેમાનને રોકવા માટે ઘર ધણીઆણી આગ્રહ કરે કે–' એકાદ દિવસ વધારે રોકાઓ તો શું ખાટું–ખોરું થઇ જાય છે?' કોઇ વહુને સાસુ ટપલા મારે કે–'તારી મા તારામાં મીઠું નાખતાં ભૂલી ગઈ કે સાવ મોળી–મચ જેવી છો!' કોઇ દર્દી આરામ થતાં બોલી ઉઠે કે–'આહા હા! આજે તો મીઠી નિદ્રા આવી ગઈ.' કોઇ કપુતને માવતર કે મુરબ્બી શીખામણ આપતાં કડવા વેણ સંભળાવે. કોઇ મિસીસ મિસ્તરને તીખાં તમતમતાં શબ્દો સુણાવે. કોઇની દાનત ખોરાં ટોપરાં જેવી થઈ જાય–ઇત્યાદિ ઇત્યાદિ વાણીમાં જે રસ વર્ણવ્યા, તે કાયિક રીતે નહીં પણ માનસિક રીત્યા ભોગવાય છે. માટેજ એ મનસા સબ-રસ ભોગ કહેવાય.

હવે શાસ્ત્રકાર, શ્રોતાગણ (વા–વાચક વૃન્દ)ના માથામાં ખીલો ઠોકી ઉંડું ઉતારવા ખાતર, આ મનસા તેમજ કાયસા સબરસ ભોગ ઉપર એકાદ તળપદું ઉદાહરણ આપે છેઃ—

પાંચા પટેલ ત્રણ કોડીની વયે પહોંચ્યા છતાંય, દીકરાને ઘેર ઘેરા એક છૈયાં છોકરાં છતાંય, અને પૈસે ટકે સુખી છતાંય હજી હાય! મારૂં હળ ને હાય! મારૂં ખેતર– એ સિવાય તેનો બીજી કોઇ વાતમાં જીવ ચોંટતો નથી, એટલે પાડોશના મૂળા જોશીએ એક દિવસ પટેલને લાગણીપૂર્વક સલાહ આપી કે–'પાંચા ભાભા! હવે તો ઘરની કે ખેતરની જંજાળ છોડો! બધી વાતે સુખી છો. કાંઠે બેઠા છો, હવે તો પ્રભુનું ભજન કરવાનો વખત છે. ચોકમાં રામ કથા થાય છે, આખું ગામ સાંભળવા આવે છે, તો તમે કથા સાંભળવા આવતા જાઓ તો તમારા આત્માનું કલ્યાણ થશે.' પાંચા પટેલના હૃદયમાં અચખૂચ પ્રભુ પ્રગટયા. અને મોડા મોડા પણ રાત્રે

લોકોમાં તો બુમબરાડા ચાલુજ હતા. 'એ પોલીસ પોચ્યો! એ પકડાયો! એ ભાગ્યો! ' ઇત્યાદિ સ્વરોના ભણકારા વિક્રમશીના કાને અથડાતાં તેણે લાગલું ગજવામાંથી પાકીટ ખેંચી કાઢયું, અને હોમ્યું સાબરમતિના વહેતા પાણીમાં. જે હરિની આરતી! ભય થા સો ડાલ દીયા! સાબરમતિ માતા તરતજ પાકીટ ગળી ગયા. બસ–ખેલ ખલાસ.

ઉતાવળી ગતિએ સરિયામ રસ્તા ઉપર ચલનક્રિયા કરવી એ ગુન્હાની કોઇ કલમ ફોજદારી કાયદામાં દાખલ થયેલ છેજ નહીં. તે કારણસર વિક્રમશીને પોલિસ પકડે તો પણ શું! તેણે કયો ગુન્હો કર્યો હતો? કેદી પાસે કબુલાત કરાવવાની કળા કાયદાબાજ વિક્રમશી ઉપર ફેરવાય તો પણ શું! વિક્રમશી કાંઇ કબુલ કરે એવો કાચા પોચા હૃદયનો હતો જ નહીં. પુરાવો પણ શું! રસ્તા ઉપરથી નધણીયાતી ચીજ ઉપાડેલી તે તો કયાં કોઇ જાણતું હતું! મોટરની દોડા દોડીમાં મરે ન મરે તો ટેકસીવાળો, એમાં વિક્રમશીને શું!

બાપડા પોલિસે આલબેલ આપી વિક્રમશીને રજુ કરી ઘણી દલીલ કરી; પણ સબ ઇન્સ્પેકટર સાહેબે હકીકતને અંતે આયંદે આવી વ્યર્થ દોડાદોડ ન કરવી–એટલી ચેતવણી સાથે વિક્રમશીને તરતજ મુક્ત કરી દીધો. બાપડા પોલિસદાદાને પગે પાણી ઉતર્યાં તે સઘળાં પાણીમાં ગયાં.

કોઈ દિવસ નહીં ને આજે વિક્રમશીને પણ એવો પરિશ્રમ પડયો કે વિશ્રાન્તિ લેવા માટે વિકટોરિયા ગાર્ડન્સમાં એક ખાલી બાંકડા ઉપર જઈ બેઠો. હોટલવાળા છોકરાને ડબલ કપનો ઓર્ડર આપી ચા પીને જરા તાજોમાજો થયો. એક આનો ચૂકવવા માટે ગજવામાંથી પોતાનું પાકીટ કાઢીને ખોલે છે તો–સુભાન અલ્લાહ! યા.હોલ વલ્લાહ! મેળામાં હાથ મારેલું પોતાનું પાંચસેંની નોટોવાળું.

## ૧૫ નાગાને નારાયણનાયે નમસ્કાર

ધર્મરાજ યમદેવ સ્વર્ગીય ઉદ્યાનમાં પારિજાતકાદિ ખુશ્બોની મોજમાં તરબોળ હતા, ત્યાં ચિત્રગુપ્તે પ્રવેશ કરી આનંદમાં ભંગ કર્યો.

'મહારાજ! મુકદ્દમાના થોકડા થતા જાય છે. હવડાં હવડાં આપ નામવર મંદિરમાં પધારવાની પુરસદ પણ લેતા નથી. ન્યાય ખોરંભે પડતો જાય છે. પ્રાણીઓની સંખ્યા વધતી ચાલી છે. કાચે કામે તેમને ક્યાં સુધી સબડાવવા! યમદૂત ખાતાના અધ્યક્ષને પણ કાંઇક કહેવું છે.'

'તમે બંને સંપીને આવ્યા લાગો છો. બોલો, કાળસેન! તમારે પણ જે કાંઈ કહેવાનું હોય તે!'

'કૃપાનાથ! જીભ ઉપડતી નથી. ક્ષમા કરજો. ચચ્ચાર વરસ થયાં અમારા ઉપર કામનો જે અસાધારણ બોજો છે તે મુંગે મોઢે ઉપાડી રહ્યા છીએ. પરંતુ ધીરજને પણ કાંઇક મર્યાદા હોય છે. છેલ્લા અરધા વરસ થયાં મૃત્યુલોકમાં જે ભીષણ હત્યાકાંડ વધતો ચાલ્યો છે, તેનો ક્યાંઈ અંત દેખાતો નથી તેથી આપણા દૂતો હવે કંટાળ્યા છે. કાં, કામ કમી કરાવો, અને કાં, સ્ટાફ વધારો. નહિંતર કાળદૂતો હડતાલ પર જવાની ધમકી આપે છે.'

## ૧૩ મૌનની મહત્તા

યંત્ર યુગ પહેલાના કાળમાં, અંતરાત્માનો એકાંતમાં આનન્દ મેળવવાનું સાધન ગીતાનો મુખ પાઠ, અને હાથમાં માળા એમ હતું. ત્યારે આજે જરા નવરા પડયા, અને એકાંતનો કંટાળો આવ્યો, તો મન બહેલાવવાનું સાચું સાધન રેડીઓ છે. બૈરાં જરા તેની બેનપણીને ત્યાં બેસવા ગયા હતા. ઘર સુનું સુનું લાગતું હતું, જેથી આપણે પણ લીધો રેડીઓ. આ–ફેરવ્યું ચક્કર ને એ–આસ્તે આસ્તે તેનો કાંટો. 'સરરરરર'...'સીઈઈઈ'...'હુક હુક'... આલાસ્તા જરમનાસ્તા...ભોં...ઓં.. ઓં...This is London calling. Here's the news. The Premier received grand reception in America. At a press conference in Washington he was tackled with various querries, especially about Atlantic charter with respect to Asiatic people and Indian political tangle. As that was his lunch time, he observed complete silence. He simply smiled'...ટીક–ટીક–ટીક...ઢરરરઢુમ...તીન...તાના...ઉઉઉઉ...પે બંબઇ હૈ. અબ આપ ઉસ્તાદ આદિતરામકી એક ગઝલ સુનીએ.

'સાહેબ ! કહેવાનું તો ઘણુંય છે. અમારા સરમુખત્યારને સ્વર્ગના દેવો, બલ્કે ખુદ ભગવાન જો હસ્તી ધરાવતા હોય તો તેના પ્રતિ પણ ઘણીજ ફરીયાદ છે.'

'કાંઈ કારણ ?'

'કારણ ! જે ભગવાને ફ્રેન્ચ અને બીજી અન્ય ઉતરતી જાતિયોને અમારા જર્મની ઉપર ગત મહાયુદ્ધમાં વિજય અપાવ્યો, એવો વિરૂદ્ધપક્ષી ભગવાન અમારા જર્મની માટે શી રીતે શિરોમાન્ય હોઈ શકે ? એટલેજ અમારે ત્યાં નવા ભગવાનનો અવતાર થયો છે; અને ગત યુદ્ધનું વેર લેવા તેમણે મહાન રણ-સંગ્રામ આરંભ્યો છે. ચારે દિશામાં અમારી વીજયકૂચ થઈ રહી છે. એ—ઇજીપ્ત પડયું, એ—આફ્રિકા આવ્યું, અને એ—અમારો જંગ બહાદર રોમેલ સુએઝ વટાવી એશિયા ભણી ઉપડયો—એમ ઘડીઆળાં વાગી રહ્યાં હતાં; પણ અફસોસ ! સદ હઝાર અફસોસ ! ! ન તમારા દેવો જે જે કાર બોલાવવા વિમાનમાં ઉતરી પડયા, કે ન ઇન્દ્રની અપ્સરાઓ વીજયમાળ આરોપવા આવી પહોંચી. ભુંડા ભગવાને અમારી બાજી બગાડી નાખી, અને ટયુનિસિયામાંજ અમારી કબર થઈ. આ બીજી વાર અમારા લાભમાં ન ઉતર્યો એવા ભગવાનને, શું અમારે પાટે બેસાડીને પૂજવો ? પ્રભુમાં મીઠુંજ કયાં બળ્યું છે ! ડહાપણનું દિવાળું કાઢયું છે. હિમાલય જેવડી ભૂલ મૂળથીજ કરતા આવ્યા છે.'

'મૂળથીજ ?' ધર્મરાજ તો તાજુબ થઈ ગયા.

'હા, હા. મૂળથીજ. તમારા બ્રહ્માજીએ, કહેવાય છે કે, અમારા ધર્મ પ્રવર્તક ઇસુને યહુદીને ઘેર જન્માવ્યો. એજ એના જાતભાઈ યહુદીઓએ બિચારા ઇસુને વધસ્તંભ પર ચઢાવ્યો તોય ભગવાનની આંખ ન ઉઘડી, એ અમારા ભગવાને આંખ ચોળીને

## ૧૩ મૌનની મહત્તા

યંત્ર યુગ પહેલાના કાળમાં, અંતરાત્માનો એકાંતમાં આનન્દ મેળવવાનું સાધન ગીતાનો મુખ પાઠ, અને હાથમાં માળા એમ હતું. ત્યારે આજે જરા નવરા પડયા, અને એકાંતનો કંટાળો આવ્યો, તો મન બહલાવવાનું સાચું સાધન રેડીઓ છે. બૈરાં જરા તેની બેનપણીને ત્યાં બેસવા ગયા હતા. ઘર સુનું સુનું લાગતું હતું, જેથી આપણે પણ લીધો રેડીઓ. આ–ફેરવ્યું ચક્કર ને એ–આસ્તે આસ્તે તેનો કાંટો. 'સરરરરર'...'સીઈઈઈ'...'હુક હુક'... આલાસ્તા જરમનાસ્તા...ભોં...ઓં.. ઓં...This is London calling. Here's the news. The Premier received grand reception in America. At a press conference in Washington he was tackled with various querries, especially about Atlantic charter with respect to Asiatic people and Indian political tangle. As that was his lunch time, he observed complete silence. He simply smiled'...ટીક–ટીક–ટીક...ઢરરરઢુમ...તીન...તાના...ઉઉઉઉ...પે બંબઈ હૈ. અબ આપ ઉસ્તાદ આદિતરામકી એક ગઝલ સુનીએ.

છે, ગોબેલ્સ છે, એમાંના એકાદને સદેહે બોલાવી આપ જુઓ તો ખરા. તો એના પાણીનું માપ થશે.'

આજના આ લૌકિક પ્રસંગથી ધર્મરાજને અલૌકિક સાનન્દાશ્ચર્ય ઉપજ્યું. ઈસારો કરતાં પ્રેતને ત્યાંથી પાછો લઈ જવામાં આવ્યો. કુતૂહલ ખાતર એવા એકાદ માનવપ્રાણીને, સંપૂર્ણ સભ્યતાના વર્તાવ સહ સદેહે પોતાના દરબારમાં લઈ આવવા ધર્મરાજે કાળસેનને આજ્ઞા કરી।

[૨]

યુરોપના પાટનગર બર્લિનના વિલ્હેમસ્ટ્રાસે જેવા એક ધોરી રાજમાર્ગ ઉપર આવેલ એક મનહર મહાલયમાં, અમાવાસ્યાની રાત્રી છતાંયે, ખંડે ખંડે પુનમના ચાંદા ઝળહળે છે. મહાલયનો આત્મા–અપંગ અને વામન રૂપ છતાંયે વિરાટ શક્તિધારક, નાઝી પ્રચારનો નિયામક, એ છે–ડા૦ જોસેફ પોલ ગોબેલ્સ, સરમુખત્યારનો ડાબો હાથ. એ મહાશય પ્રચાર દ્વારા વિરોધી દળો ઉપર સતત આક્રમણના વ્યુહ યોજ્યા કરે છે. ઉડીને આંખે વળગે એવા શણગારો, લાઉડ સ્પીકરો, હિટલરને દેવ બનાવવાના દેખાવો, કૂચ સરઘસો તથા અનેક પ્રકારના પોષાકની ભભકો નિપજાવી કાઢ્યા કરે છે. પૌર્વાત્ય પ્રજાના ઉદ્ધાર માટે પણ જેનો જન્મ થયો છે એવો એ–પૂર્વ દેશોની ભાષા અને ધર્મનો, તે તે વિષયોના નિષ્ણાતોને રોકીને સતત અભ્યાસ કર્યા કરે છે. ઈસ્લામના કુરાને શરિફ અને શરિઅતથી માંડી સુન્નો શિયાના સૂક્ષ્મ ભેદોથી પારંગત, તેમજ આર્યાવર્તના અઢારે પુરાણથી માંડી તેત્રીસ કોટી દેવતાઓથી પરિચિત, એ દેશોના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસને ધર્મ સાથે ભેળવી, રાજકારભારનું અજબ ઉંધિયું બનાવી, વાયુવાણી દ્વારા થોડું થોડું પીરસી, પૌર્વાત્ય લોકોની આઝાદીની ક્ષુધાને ઉત્તેજી,

મોંઘા મૂલ્યના કાંટા કાંઈ દરેક આસામી પાસે હોતા નથી. એ અમૂલ્ય કાંટા તો પેટમાં સાચવવા પડે છે. એવી શક્તિ તો પરમાત્માએ ફક્ત ગણ્યા ગાંઠ્યા મહાપુરુષોનેજ બક્ષેલી હોય છે. રેડીઓ ઉપરના અંગ્રેજી વર્તમાનનું આપણે મનન કરીએ. પોલાન્ડ ઉપર જરમનીએ આક્રમણ કર્યું, ત્યારે જ આપણી બ્રિટીશ સરકાર જરમની સામે લડાઇમાં ઉતર્યું, અને પોલલોકને બચાવવા યુદ્ધમાં ઉતરવું પડે છે એમ પણ હેતુ જાહેર કર્યો. હિટલર એક પછી એક દેશ ઓહિયાં કરવા લાગ્યો, ત્યારે નાની મોટી દરેક પ્રજાની આઝાદી અને રક્ષણનો ઉદ્દેશ અમારો છે એમ જાહેરાતનું પરીઘ વધ્યું. હિન્દને પણ એ યુદ્ધમાં સાથી રાજ્યો સાથે સામેલ કરવામાં આવ્યું. ત્યારે હિન્દના પુત્રો પૂછવા લાગ્યા કે— આ યુદ્ધનો ઉદ્દેશ શો છે? ત્યારે આપણા એમરી સાહેબ જેવા તો કોથળામાં પાંચશેરી વીંટીને આમ તેમ શબ્દો ફગોળવા લાગ્યા, પરંતુ શ્રીમાન ચર્ચિલ સાહેબ પાસે જ કાંટો હતો. તે તો બિલકુલ બોલ્યા જ નહીં. હિન્દના લોકો બોલબોલ કરી, અને પૂછી પૂછીને માથું ખાવા મંડયા, ત્યારે એ સાહેબ કેવું અને કેટલું બોલ્યા? તેમના બોલ ઉપરથી મને એક વાણીઆની જાણીતી વાત યાદ આવી જાય છે. એ કંગાળ, દરિદ્ર, બેય આંખે આંધળો વાંઢો વાણીઓ મહાદેવજીની સતત પૂજા અને પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે શંકરે પ્રસન્ન થઇ ફક્ત એક જ વરદાન માગી લેવા કહેતાં, વાણિયે માત્ર એટલું જ માગ્યું કે 'મારા દીકરાના દીકરાની વહુને, રૂપાના થંભવાળી હવેલીના સાતમે માળે, સોનાના પારણામાં, બાળકને હિંચોળતા નજરે દેખું– ફક્ત એટલું જ વરદાન, હે! ભોળા શંકર! મને આપો તો આપની કૃપા.' જોઈ–બોલવાની આ કલા! પણ, વાણિયે ખરેખર પ્રાર્થના કરી હશે કે કેમ, શંકર સાચે જ પ્રસન્ન થઇ વરદાન માગવા કીધું હશે કે કેમ, એ આપણે ક્યાં જોવા જાણવા ગયા

છુપીથી ઉપાડી જવામાં તમારી સભ્યતા ગણાય ?.'

'સભ્યતા વાપરવાનો તો અમને ખાસ હુકમ છે. આપ જેમ કહો તેમ વર્તવા અમે તૈયાર છીએ.'

'તો પછી મારા આ રજની વસ્ત્ર (Night dress) માં એ મહાન દેવની મુલાકાત લઉં એ અમારે મન અસંસ્કૃત અને અસભ્ય દેખાય.'

'ત્યારે કેમ કરવું ?'

'સમયોચિત વસ્ત્ર પરિધાન કરવા અને કાંઈક સાધનસામગ્રી લેવા મને જરી તક આપવી જોઇએ. પછી હું તૈયારજ છું.'

'બહુ સારું.' કહેતાની સાથે આંખનાં પોપચાં બિડાઇને પાછા ખુલે તેટલી વારમાં તો પલંગ પાછો શયનગૃહમાં મૂકાઈ ગયો. છોટા નાઝી દેવ પોતાના લેખનગૃહમાં ગયા. આર્યાવર્તના નિષ્ણાત સાથે કાંઈક વાતચિત ટેલીફોનમાં કરી લીધી. પછી વસ્ત્રભંડારમાં જઈ પરિધાન પહેરી શરીરની ટાપટીપ કરી લીધી. પછી લેખનગૃહમાં જઈ કાંઈક લેખ તૈયાર કરી લેખ ખીસામાં મૂકયો. પછી શયન–ગૃહમાં જઈ પલંગમાં પડયા, અને 'ઓલરાઈટ' એવી સંજ્ઞા કરતાં પલંગ–વૈમાન સરેરાટ ઉપડયું. ઉડ્ડયન પ્રવાસમાં તેને તો હવે આનન્દ આવ્યો, કારણ પાઇલિટ દૂતો સાથે તેનો હવે જીવ મળી ગયો હતો.

'હેં ! ભલા ! આ તમારા ધર્મરાજ અને વિષ્ણુ ભગવાન એકજ સ્થળે રહે છે !'

છુપીથી ઉપાડી જવામાં તમારી સભ્યતા ગણાય ?'

'સભ્યતા વાપરવાનો તો અમને ખાસ હુકમ છે. આપ જેમ કહો તેમ વર્તવા અમે તૈયાર છીએ.'

'તો પછી મારા આ રજની વસ્ત્ર (Night dress) માં એ મહાન દેવની મુલાકાત લઉં એ અમારે મન અસંસ્કૃત અને અસભ્ય દેખાય.'

'ત્યારે કેમ કરવું ?'

'સમયોચિત વસ્ત્ર પરિધાન કરવા અને કાંઈક સાધનસામગ્રી લેવા મને જરી તક આપવી જોઈએ. પછી હું તૈયારજ છું.'

'બહુ સારૂં.' કહેતાની સાથે આંખનાં પોપચાં બિડાઈને પાછાં ખુલે તેટલી વારમાં તો પલંગ પાછો શયનગૃહમાં મૂકાઈ ગયો. છોટા નાઝી દેવ પોતાના લેખનગૃહમાં ગયા. આર્યાવર્તના નિષ્ણાત સાથે કાંઈક વાતચિત ટેલીફોનમાં કરી લીધી. પછી વસ્ત્રભંડારમાં જઈ પરિધાન પહેરી શરીરની ટાપટીપ કરી લીધી. પછી લેખનગૃહમાં જઈ કાંઈક લેખ તૈયાર કરી લેખ ખીસામાં મૂકયો. પછી શયન-ગૃહમાં જઈ પલંગમાં પડયા, અને 'ઓલરાઈટ' એવી સંજ્ઞા કરતાં પલંગ-વૈમાન સરેરાટ ઉપડયું. ઉડ્ડયન પ્રવાસમાં તેને તો હવે આનન્દ આવ્યો, કારણ પાઈલટ હતો સાથે તેનો હવે જીવ મળી ગયો હતો.

'હેં ! ભલા ! આ તમારા ધર્મરાજ અને વિષ્ણુ ભગવાન એકજ સ્થળે રહે છે !'

'ના. ના. વિષ્ણુ ભગવાન તો વૈકુંઠમાં વિરાજે છે.

'એ વૈકુંઠ અને યમપુરી પાસે પાસે છે?

'ના. ના. વૈકુંઠ તો છેટે છે.'

'ત્યારે, પ્રથમ યમપુરી આવે કે વૈકુંઠ ?'

હર્ષ થયો, અને કુંવરને બોલાવવાના પ્રયત્ન કર્યા પણ તે તો કશું બોલ્યા જ નહીં. વખતે અત્યારે પરિશ્રમ પડ્યો હશે, સવારે જરૂર બોલશે એમ આરબે ખાત્રી આપતાં રાત તો વ્યતિત થઇ ગઇ. નગરમાં વાયુ વેગે વાત પ્રસરી કે રાજકુંવર બોલ્યા. વળતી સવારે ખાસ દરબાર ભરાયો. હકડાઠઠ મેદની જામી. રાજાજી સિંહાસને બેઠા છે અને ખોળામાં રાજકુંવરને બેસાડ્યા છે. કુંવર સાહેબને હવે મોઢેથી બોલાવવા માટે આરબને ફરમાન થતાં, આરબે સિંહાસન નજીક આવી કુંવરજીને બોલવા માટે વિનંતિ કરી. રાજકુમારના શ્રી મુખેથી હરફ સાંભળવા કચેરી આખીએ કાન માંડ્યા. પણ કુંવરની વાચા ખુલી નહીં. આરબે લળીલળીને પુનઃપુનઃ આજીજી કરી, તોયે કુંવર સાહેબના ઓષ્ઠ બીલકુલ ઉઘડ્યાજ નહીં. અરધી પોણી કલાક આરબે ઘણી મહેનત કરી જોઈ, પરંતુ સઘળું વ્યર્થ જણાયાથી રાજાજીનો રોષ આરબ માથે ઉતરી પડયો: 'અલ્યા—ચાઉસ! કુંવરજી તો જન્મથી જ મુંગા છે એ નક્કી. છતાં તેં અમને વધામણી આપી; અને તારી વાત સાચી માની મેં આ દરબાર ભર્યો. કુંવરજી તો એના એ છે. તેં આ ભર કચેરીમાં અમારી ફજેતી કરાવી છે, માટે તને ગોળીએ દેવાનો હુકમ કરવામાં આવે છે.' આરબ મહારાજાને પગે લાગ્યો: 'ગરીબ પરવર! કુંવર સાહેબ બોલ્યા છે, એ હું ખુદાના કસમ ખાઇને કહું છું. હું જરીએ જૂઠું બોલતો જ નથી. છતાંયે મને જે શિક્ષા થાય તે ખમવા આ સેવક તૈયાર છે. પણ નામદાર! મારી એક છેલ્લી અરજ છે.'

'શું છે?' રાજાજીએ પુછ્યું.

'દયાળુ! કુંવર સાહેબને એકાંતમાં સમજાવવા મને એ કલાકની મહેતલ મળવી જોઇએ. ખાનગીમાં બંધ બારણે હું તેમં

રશે, તે સર્વ સરસ છે, શ્રેષ્ટ છે. (૫) **સરસ-બસ-**
ાપ પુનરૂચ્ચાર નહિ કરતા, **બસ** એટલુંજ કહીએ
રસ અલૌકિક છે, તેમ મૌલિક છે; અગર આંગ્લ-
એ આ રસના સેવણહારને સરસ ટેકસી-બસમાં બેસવાનું
ાશે. (૬) **સરસ-સબર**-એટલે કે આ રસનું અધ્યયન
સબુરી યાને ધીરજ પ્રાપ્ત થશે. (૭) **સરસ-બરસ-**
ા રસનું જે જે વરસમાં સેવન થશે. તે તે વરસ સરસ
મ છે. આ પ્રમાણે એ સબરસના ચાર પદોને દ્વિગુણ
ન જેમ ઉલ્ટાવીએ, કિંવા સુંધીઉ-ઉંધીઉ કરીએ કારવીએ,
ેમાંથી ભાવ ગુણનાં અનેરાં મધઝરણાં ઝરે છે. એવો આ
ત્યેક દ્રવ્યે, પ્રત્યેક ક્ષેત્રે, અને પ્રત્યેક કાળે-ભૂત, વર્તમાન,
ષ્યે હતો, છે, અને હશે. એટલા માટે નુતન વર્ષારંભે
ારીઆ પાસેથી એ સબરસની સ્થાપના આ લોકના શ્રદ્ધાળુ
ણી અવશ્યમેવ કરે છે.

. સબરસ, મન વચન તેમજ કાયાએ કરી ભોગવાય છે. જે
નેન્દ્રિય કે શ્રોતેન્દ્રિય ભોગવે, તે મનસા-વાયસા રસ ભોગ
અને જે રસ રસનેન્દ્રિય-યાને-જીભડી, અને સ્પર્શેન્દ્રિય-યાને
ભોગવે, તે કાયસા-રસભોગ કહેવાય.

રે તે ઉપર શાસ્ત્રકાર ઉદાહરણ આપે છે. કવિની કાવ્ય
ા મધ્યાન્હ કાલિન ટહુકારવનું વર્ણન વાંચતા આપણને જે
જે, તે **મનસા-સબરસ ભોગ** કહેવાય. નાટક ચેટક, ભાટ
ના ખેલ કે લોકવાત સુણતાં સાંભળતાં જે રસ ઉદ્ભવે, તે
સા-**સબરસ ભોગ** કહેવાય. 'આજે રસપુરી ખમણ
જમણ છે'-એવી લોજ કે હોટલની જાહેર ખબર વાંચતા
મુખમાંથી પાણી છુટવાનો જે રસ ઉત્પન્ન થાય, તે **મનસા**

બધા ધર્મરાજ બીજા પ્રતિ ટગર ટગર જોઈ રહ્યા. તેના ખીસામાં લેખનો થોડો ભાગ બહાર દેખાતો હતો, તે નારદજીએ ખેંચી લઈ યમદેવને આપતાં તેમણે એ લેખ પ્રભુના ખોળામાં મુકતાં કીધું: ' દયાનિધી! આજ આપનો હુકમ. '

ભગવાન લેખ પ્રતિ અવલોકન કરી, મન્દ હાસ્યસહ નારદ પ્રતિ બોલ્યા : ' નારદજી! જોયો, આ મારો હુકમ! જરા વાંચી તો જુઓ. '

નારદે લેખ વાંચવા માંડયોઃ

વિષ્ણુનગર કચેરી.

કલિયુગ વર્ષ: XXIIIIXX

–દફતરી હુકમ–

યમદેવના અમલમાં હાલ બહુજ અંધેર વ્યાપી રહ્યું છે. તેમની સામે અનેક નનામી અરજીઓ અમારી પાસે આવ્યા કરે છે. આવી તેમના કામની અવ્યવસ્થિત પદ્ધતિ માટે અમો ખેદ સાથે અસંતોષ વ્યક્ત કરીએ છીએ. ' ધર્મરાજ ' ની પદવી માટે તેઓ હવે નાલાયક ઠરે છે. સબબ તેમને બરતરફ કરવામાં આવે છે અને તેમની જગાએ બર્લિનવાળા હિટલરદેવના ગણધર શ્રીમાન જોસેફ પોલ ગોબેલ્સને ' ધર્મરાજ ' તરીકે નિમવામાં આવે છે. આ આદેશનો અમલ હુકમ મળ્યા સમયથી જ કરવો. એકા બીજાએ ચાર્જ સોંપ્યા સંભાળ્યા બદલ છેવટ આંહી જાહેર કરવું.

આજ ઘડી–પલ-ના સમયે મારી સહી તથા કચેરીનો સીક્કો કર્યો છે.

| સીક્કો |

( સહી ) વિષ્ણુ ભગવાન.

રસનું સેવન કરશે, તે સર્વ સરસ છે, શ્રેષ્ટ છે. (૫) **સરસ-બસ-** એ છે કે વિશેષ પુનરૂચ્ચાર નહિ કરતા, **બસ** એટલુંજ કહીએ છીએ કે આ રસ અલૌકિક છે, તેમ મૌલિક છે; અગર આંગ્લ-શાસ્ત્રની દૃષ્ટિએ આ રસના સેવણહારને સરસ ટેકસી-બસમાં બેસવાનું મહાત્મય મળશે. (૬) **સરસ-સબર**-એટલે કે આ રસનું અધ્યયન કરતાં સરસ સબુરી યાને ધીરજ પ્રાપ્ત થશે. (૭) **સરસ-બરસ-** એટલે કે આ રસનું જે જે વરસમાં સેવન થશે. તે તે વરસ સરસ છે-ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે એ સબરસના ચાર પદોને દ્વિગુણ તિગુણ, જેમ જેમ ઉલ્ટાવીએ, કિંવા સુંધીઉ-ઉંધીઉ કરીએ કારવીએ, તેમ તેમ તેમાંથી ભાવ ગુણનાં અનેરાં મધઝરણાં ઝરે છે. એવો આ સબરસ પ્રત્યેક દ્રવ્યે, પ્રત્યેક ક્ષેત્રે, અને પ્રત્યેક કાળે-ભૂત, વર્તમાન, તથા ભવિષ્યે હતો, છે, અને હશે. એટલા માટે નુતન વર્ષારંભે ઉષાકાળે ફેરીઆ પાસેથી એ સબરસની સ્થાપના આ લોકના શ્રદ્ધાળુ માનવ પ્રાણી અવશ્યમેવ કરે છે.

આ સબરસ, મન વચન તેમજ કાયાએ કરી ભોગવાય છે. જે ભોગ રસનેન્દ્રિય કે શ્રોતેન્દ્રિય ભોગવે, તે મનસા-વાયસા રસ ભોગ કહેવાય. અને જે રસ રસનેન્દ્રિય-યાને-જીભડી, અને સ્પર્શેન્દ્રિય-યાને ચામડી ભોગવે, તે કાયસા-રસભોગ કહેવાય.

હવે તે ઉપર શાસ્ત્રકાર ઉદાહરણ આપે છે. કવિની કાવ્ય કોકિલાના મધ્યાન્હ કાલિન ટહુકારવનું વર્ણન વાંચતા આપણને જે રસ ઉપજે, તે **મનસા-સબરસ ભોગ** કહેવાય. નાટક ચેટક, ભાટ ચારણાદિના ખેલ કે લોકવાત સુણતાં સાંભળતાં જે રસ ઉદ્‌ભવે, તે તે **વાયસા-સબરસ ભોગ** કહેવાય. ‘આજે રસપુરી ખમણ પાતરાનું જમણ છે’-એવી લોજ કે હોટલની જાહેર ખબર વાંચતા આપણા મુખમાંથી પાણી છુટવાનો જે રસ ઉત્પન્ન થાય, તે **મનસા**

બધા ધર્મરાજ બીજા પ્રતિ ટગર ટગર જોઈ રહ્યા. તેના ખીસામાં લેખનો થોડો ભાગ બહાર દેખાતો હતો, તે નારદજીએ ખેંચી લઈ યમદેવને આપતાં તેમણે એ લેખ પ્રભુના ખોળામાં મુકતાં કીધું: ' દયાનિધી! આજ આપનો હુકમ. '

ભગવાન લેખ પ્રતિ અવલોકન કરી, મન્દ હાસ્યસહ નારદ પ્રતિ બોલ્યા: ' નારદજી! જોયો, આ મારો હુકમ! જરા વાંચી તો જુઓ. '

નારદે લેખ વાંચવા માંડયો:

વિષ્ણુનગર કચેરી.
કલિયુગ વર્ષ: XXIIIIXX

—દફતરી હુકમ—

યમદેવના અમલમાં હાલ બહુજ અંધેર વ્યાપી રહ્યું છે. તેમની સામે અનેક નનામી અરજીઓ અમારી પાસે આવ્યા કરે છે. આવી તેમના કામની અવ્યવસ્થિત પદ્ધતિ માટે અમો ખેદ સાથે અસંતોષ વ્યકત કરીએ છીએ. ' ધર્મરાજ ' ની પદવી માટે તેઓ હવે નાલાયક ઠરે છે. સબબ તેમને બરતરફ કરવામાં આવે છે અને તેમની જગાએ બર્લિનવાળા હિટલરદેવના ગણધર શ્રીમાન જોસેફ પોલ ગોબેલ્સને ' ધર્મરાજ ' તરીકે નિમવામાં આવે છે. આ આદેશનો અમલ હુકમ મળ્યા સમયથી જ કરવો. એકા બીજાએ ચાર્જ સોંપ્યા સંભાળ્યા બદલ છેવટ આંહી જાહેર કરવું.

આજ ઘડી–પલ-ના સમયે મારી સહી તથા કચેરીનો સીક્કો કર્યો છે.

| સીકકો |

( સહી ) વિષ્ણુ ભગવાન.

રસનું સેવન કરશે, તે સર્વ સરસ છે, શ્રેષ્ટ છે. (૫) **સરસ-બસ**-એ છે કે વિશેષ પુનરૂચ્ચાર નહિ કરતા, **બસ** એટલુંજ કહીએ છીએ કે આ રસ અલૌકિક છે, તેમ મૌલિક છે; અગર આંગ્લ-શાસ્ત્રની દષ્ટિએ આ રસના સેવણહારને સરસ ટેક્સી-બસમાં બેસવાનું મહાત્મ્ય મળશે. (૬) **સરસ-સબુર**-એટલે કે આ રસનું અધ્યયન કરતાં સરસ સબુરી યાને ધીરજ પ્રાપ્ત થશે. (૭) **સરસ-બરસ**-એટલે કે આ રસનું જે જે વરસમાં સેવન થશે. તે તે વરસ સરસ છે-ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે એ સબરસના ચાર પદોને દ્વિગુણ તિગુણ, જેમ જેમ ઉલ્ટાવીએ, કિંવા સુંધીઉ-ઉંધીઉ કરીએ કારવીએ, તેમ તેમ તેમાંથી ભાવ ગુણનાં અનેરાં મધઝરણાં ઝરે છે. એવો આ સબરસ પ્રત્યેક દ્રવ્યે, પ્રત્યેક ક્ષેત્રે, અને પ્રત્યેક કાળે-ભૂત, વર્તમાન, તથા ભવિષ્યે હતો, છે, અને હશે. એટલા માટે નુતન વર્ષારંભે ઉષાકાળે ફેરીઆ પાસેથી એ સબરસની સ્થાપના આ લોકના શ્રદ્ધાળુ માનવ પ્રાણી અવશ્યમેવ કરે છે.

આ સબરસ, મન વચન તેમજ કાયાએ કરી ભોગવાય છે. જે ભોગ રસનેન્દ્રિય કે શ્રોતેન્દ્રિય ભોગવે, તે મનસા-વાયસા રસ ભોગ કહેવાય. અને જે રસ રસનેન્દ્રિય-યાને-જીભડી, અને સ્પર્શેન્દ્રિય-યાને ચામડી ભોગવે, તે કાયસા-રસભોગ કહેવાય.

હવે તે ઉપર શાસ્ત્રકાર ઉદાહરણ આપે છે. કવિની કાવ્ય કોકિલાના મધ્યાન્હ કાલિન ટહુકારવનું વર્ણન વાંચતા આપણને જે રસ ઉપજે, તે **મનસા-સબરસ ભોગ** કહેવાય. નાટક ચેટક, ભાટ ચારણાદિના ખેલ કે લોકવાત સુણતાં સાંભળતાં જે રસ ઉદ્ભવે, તે **વાયસા-સબરસ ભોગ** કહેવાય. 'આજે રસપુરી ખમણ પાતરાનું જમણ છે'-એવી લોજ કે હોટલની જાહેર ખબર વાંચતા આપણા મુખમાંથી પાણી છુટવાનો જે રસ ઉત્પન્ન થાય, તે **મનસા**

"નારાયણ! નારાયણ! સીપાઈ લોક આમ આટલેથી સંતોષ માની જાય એમ બને નહીં. દાળમાં કાંઈક કાળું હશે.' નારદે વળી ટમકું મૂક્યું.

'સત્ય કહો! પેટમાં કાંઈ પણ પાપ રાખ્યું તો માર્યા જશો.' પ્રભુનો કોપ વધ્યો.

'દયાળુ! ક્ષમા. અમને મણિમોતી આને આપ્યા, જેથી અમે લાલચમાં ફસાઈ ગયા. ગરીબનવાઝ! અમે રંક છીએ. અમારો આ પહેલો ગુનો માફ કરો.' દ્વારપાલ નીચે નમી પડયા.

'ઓહોહો! ત્યારે તો આ બધા ધંધા આ વેશધારીનાજ છે. આ માયા આ દેહે આંહી આવીજ શી રીતે?'

'ભગવાન! એ પણ મારીજ ભૂલ છે. મૃત્યુલોકમાંથી હમણાં હમણાં આવેલ પ્રેતોની ડંફાસ ઉપરથી જીવંત માનવ પ્રાણીનું સામર્થ્ય જોવા સહજ કુતૂહલ ઉપજતા, એકાદ માનવ પ્રાણીને સદેહે યમપુરીમાં લાવવા મેંજ કહેતાં, આ પ્રાણી હાથ આવી ગયું.' ધર્મરાજાએ પેટ છૂટી વાત કરી.

'વાહજી વાહ! જીતે રહો મારા ભલા ભોળા ધર્મરાજા! હવે તો એના સામર્થ્યની પુરી તસલ્લી થઈને? આપને ફકત કમળ પૂજા ખાવી બાકી છે. આ માનવીઓએ પડાકે ને પડાકે ઓસ્ટ્રિઆ ઓળવ્યું. ઝેકોસ્લોવાકિયા ઝુંટવ્યું. અરે! યમપુરી પણ સર કરી, તોયે ભગવાનને તો કાંઈ પડી નથી. અને પ્રભુ તો મૃત્યુલોકના માનવીઓના આ બધા ખેલ તટસ્થ ભાવે નિહાળ્યાજ કરે છે. ભગવાનને મન્દિરોમાંથી તો આ લોકોએ હાંકી કાઢયા છે. હવે ફકત વૈકુંઠ લેવું બાકી છે. પ્રભુના નામથી હુંડી ને હુકમ તો આવા શ્વેત સુન્દર મદન મોહન કનૈયા ત્રણે લોકમાં ચલાવી શકે, પછી વાંધો શું?" નારદે ચાનક ચઢાવી.

રસનું સેવન કરશે, તે સર્વ સરસ છે, શ્રેષ્ટ છે. (૫) **સરસ-બસ-એ છે** કે વિશેષ પુનરૂચ્ચાર નહિ કરતા, **બસ** એટલુંજ કહીએ છીએ કે આ રસ અલૌકિક છે, તેમ મૌલિક છે; અગર આંગ્લ-શાસ્ત્રની દ્દષ્ટિએ આ રસના સેવણહારને સરસ ટેકસી-બસમાં બેસવાનું મહાત્મ્ય મળશે. (૬) **સરસ-સબુર**-એટલે કે આ રસનું અધ્યયન કરતાં સરસ સબુરી યાને ધીરજ પ્રાપ્ત થશે. (૭) **સરસ-બરસ-એટલે** કે આ રસનું જે જે વરસમાં સેવન થશે. તે તે વરસ સરસ છે-ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે એ સબરસના ચાર પદોને દ્વિગુણ તિગુણ, જેમ જેમ ઉલ્ટાવીએ, કિંવા સુંધીઉ-ઉંધીઉ કરીએ કારવીએ, તેમ તેમ તેમાંથી ભાવ ગુણનાં અનેરાં મધઝરણાં ઝરે છે. એવો આ સબરસ પ્રત્યેક દ્રવ્યે, પ્રત્યેક ક્ષેત્રે, અને પ્રત્યેક કાળે-ભૂત, વર્તમાન, તથા ભવિષ્યે હતો, છે, અને હશે. એટલા માટે નુતન વર્ષારંભે ઉષાકાળે ફેરીઆ પાસેથી એ સબરસની સ્થાપના આ લોકના શ્રદ્ધાળુ માનવ પ્રાણી અવશ્યમેવ કરે છે.

આ સબરસ, મન વચન તેમજ કાયાએ કરી ભોગવાય છે. જે ભોગ રસનેન્દ્રિય કે શ્રોતેન્દ્રિય ભોગવે, તે મનસા-વાયસા રસ ભોગ કહેવાય. અને જે રસ રસનેન્દ્રિય-યાને-જીભડી, અને સ્પર્શેન્દ્રિય-યાને ચામડી ભોગવે, તે કાયસા-રસભોગ કહેવાય.

હવે તે ઉપર શાસ્ત્રકાર ઉદાહરણ આપે છે. કવિની કાવ્ય કોકિલાના મધ્યાન્હ કાલિન ટહુકારવનું વર્ણન વાંચતા આપણને જે રસ ઉપજે, તે **મનસા-સબરસ ભોગ** કહેવાય. નાટક ચેટક, ભાટ ચારણાદિના ખેલ કે લોકવાત સુણતાં સાંભળતાં જે રસ ઉદ્દભવે, તે તે **વાયસા-સબરસ ભોગ** કહેવાય. 'આજે રસપુરી ખમણ પાતરાનું જમણ છે'-એવી લોજ કે હોટલની જાહેર ખબર વાંચતા આપણા મુખમાંથી પાણી છુટવાનો જે રસ ઉત્પન્ન થાય, તે **મનસા**

પોંચે તેમ નથી. શ્રીમાન ભગવાનજી! કાંઈ પણ સંકોચ વગર આ નગ્ન સત્ય નિવેદન કરૂં છું. કારણ, અમને કોઈનો કશો ડર નથી.' નાઝીનું વિશેષ પોત પ્રકાશ્યું.

'આ માનવ પ્રાણીને પ્રભુનો પણ ડર નથી. આ નફ્ફટ વેશ-ધારીને એના કૃત્યની સજા ભોગવવા રૌરવ નર્કમાં લઈ જાઓ!' ભગવાને હુકમ કર્યો.

'દયા દયા, શ્રીમાન ભગવાનજી! ઓ શ્રીમતી લક્ષ્મિજી! દયા, દયા.' નાઝી દોડીને લક્ષ્મિજીના પગે પડવા ગયો તેવા લક્ષ્મિજીએ પોતાના પગ સાડીમાં સંકોચ્યા, એટલે પ્રભુના ચરણ પકડવા લાગ્યો.

'અલ્યા! શઠ! મારા પગ છોડ. તારે અને પ્રભુને લાગે-વળગે શું?'

'ઓ ભલા ભગવાનજી, અમારે અને આપને ઘણોજ નિકટ સંબંધ છે.'

'નારાયણ! નારાયણ! આ તો રખે ચુલાનું સગપણ નીકળી ન પડે!' નારદે ટચાકડા ફોડયા.

'સાહેબ! મારી એક પણ વાત જુઠી હોય તો મને ગમે તે શિક્ષા કરજો. શ્રીમાન ભગવાનજી! આપના હૃદયમાં આર્યાવર્ત તો અહર્નિશ વસે છે એ તો ખરૂં કે ના?'

'હં. પછી?' ભગવાનની જીજ્ઞાસા તીવ્ર થઈ.

'અમો પાશ્ચાત્યોમાં બીજી બધી જાતો અનાર્ય છે, ફકત અમો નાઝી લોક શુદ્ધ આર્ય છીએ.'

'જોઈ લો, આ આર્યમૂર્તિને?' નારદે પોતાના બંને હાથની આંગળીઓ લાંબી કરી.

રસનું સેવન કરશે, તે સર્વ સરસ છે, શ્રેષ્ટ છે. (૫) **સરસ–બસ**–એ છે કે વિશેષ પુનરૂચ્ચાર નહિ કરતા, **બસ** એટલુંજ કહીએ છીએ કે આ રસ અલૌકિક છે, તેમ મૌલિક છે; અગર આંગ્લ–શાસ્ત્રની દષ્ટિએ આ રસના સેવણહારને સરસ ટેક્સી–બસમાં બેસવાનું મહાત્મ્ય મળશે. (૬) **સરસ–સબુર**–એટલે કે આ રસનું અધ્યયન કરતાં સરસ સબુરી યાને ધીરજ પ્રાપ્ત થશે. (૭) **સરસ–બરસ**–એટલે કે આ રસનું જે જે વરસમાં સેવન થશે. તે તે વરસ સરસ છે–ઉત્તમોત્તમ છે. આ પ્રમાણે એ સબરસના ચાર પદોને દ્વિગુણ તિગુણ, જેમ જેમ ઉલ્ટાવીએ, કિંવા સુંધીઉ–ઉંધીઉ કરીએ કારવીએ, તેમ તેમ તેમાંથી ભાવ ગુણનાં અનેરાં મધઝરણાં ઝરે છે. એવો આ સબરસ પ્રત્યેક દ્રવ્યે, પ્રત્યેક ક્ષેત્રે, અને પ્રત્યેક કાળે–ભૂત, વર્તમાન, તથા ભવિષ્યે હતો, છે, અને હશે. એટલા માટે નુતન વર્ષારંભે ઉષાકાળે ફેરીઆ પાસેથી એ સબરસની સ્થાપના આ લોકના શ્રદ્ધાળુ માનવ પ્રાણી અવશ્યમેવ કરે છે.

આ સબરસ, મન વચન તેમજ કાયાએ કરી ભોગવાય છે. જે ભોગ રસનેન્દ્રિય કે શ્રોતેન્દ્રિય ભોગવે, તે મનસા–વાયસા રસ ભોગ કહેવાય. અને જે રસ રસનેન્દ્રિય–યાને–જીભડી, અને સ્પર્શેન્દ્રિય–યાને ચામડી ભોગવે, તે કાયસા–રસભોગ કહેવાય.

હવે તે ઉપર શાસ્ત્રકાર ઉદાહરણ આપે છે. કવિની કાવ્ય કોકિલાના મધ્યાન્હ કાલિન ટહુકારવનું વર્ણન વાંચતા આપણને જે રસ ઉપજે, તે **મનસા–સબરસ ભોગ** કહેવાય. નાટક ચેટક, ભાટ ચારણાદિના ખેલ કે લોકવાત સુણતાં સાંભળતાં જે રસ ઉદ્ભવે, તે તે **વાયસા–સબરસ ભોગ** કહેવાય. 'આજે રસપુરી ખમણ પાતરાનું જમણ છે'–એવી લોજ કે હોટલની જાહેર ખબર વાંચતા આપણા મુખમાંથી પાણી છુટવાનો જે રસ ઉત્પન્ન થાય, તે **મનસા**

'વેદવાકય ખોટાં કેમ કહેવાય!' લક્ષ્મિજી બોલ્યા.

'તો પછી, ઓ સુજ્ઞ અને શાણા શ્રીમતી લક્ષ્મિદેવીજી! હું તો અત્યારે સાક્ષાત પ્રભુનાજ ચરણમાં પડયો છું. શ્રી હરિ નારાયણ સેવનારને જો મોક્ષને બદલે નર્ક મળે, તો પછી પ્રભુની પ્રભુતા કયાં રહી? વેદને માનશે કોણ? પ્રભુને પૂજશે કોણ? ભગવાનને ભજશે કોણ?'

લક્ષ્મિજીએ પ્રભુ પ્રતિ મીટ માંડી, અને નારદે પોતાના બેય કાનની બુટ ઝાલી.

'તોબાં! તોબાં! આણે તો હદ કરી. આનાથી તો હાથ જોડયા. યમદેવ! આને જેમ લાવ્યા, તેમ મોકલાવી દો પાછો એના મૂળસ્થાને, અને ખેડવા દો એના બાકી રહેલાં પ્રચંડ કર્મોને. દેવીઓ અને દેવતાઓ! સિધાવો સુખેથી પાછા તમારા સ્વર્ગ લોકે, અને ઉડાવો—આનંદ વિનોદની છાકમછોળ.'

સર્વ પરમ પરમાત્માની જય બોલાવી અંતર્ધ્યાન થાય છે.

*   *   *   *

નારાયણ ઉવાચ: દેવી! તમે જ્યારે ને ત્યારે આડા આવો છો અને અમને તમારી પાસે લાચાર બનવું પડે છે.

લક્ષ્મિજી ઉવાચ: સ્વામિનાથ! એજ આપનું મહત્વ! માટે 'પ્રભુતામાં લઘુતા' એ છે—સર્વ લોકનો અનુકરણીય આદર્શ.

નારદ ઉવાચ: અને, ખુદ ભગવાને આવા નાગડા ભારથીને બે હાથ જોડયા. માટે 'નાગાને નારાયણના નમસ્કાર' એ છે—સર્વ લોકમાં નોંધનીય આ દશ્ય.



એપોલો ફરવા જવાનું મોકુફ રહેતાં ઘરને ખુણે મિસિસ તથા મિસ્તરની આમન સામન ધુરકા ધુરકી, તથા થોબડા ચઢવાના વર્ણન વાંચતા, સુણતાં, કે દૃશ્ય નજરે નિહાળતા જે રસ ઉદ્ભવે તે **શૃંગાર રસ**; અને (૭) હુલ્લડકાળે–આડોશી–પાડોશીઓ ગાંસડા બાંધી સ્ટેશને ઉપડી જવા તૈયાર થતા હોય, તેમ છતાં 'જે થવાનું હોય તે થાય' એમ મન મક્કમ કરી, ઘર ઝાલીને બેસી રહેનાર વ્યક્તિની વાત સાંભળતા, વાંચતા, અગર દૃશ્ય નજરે જોતાં જે રસ ઉપજે, તે **શાંતરસ** કહેવાય.

**હવે પ્રત્યેક ક્ષેત્રે** સબરસના પ્રકારો પૈકી, હોટલ, લોજ કે વીશી ક્ષેત્રનું એકાદ દૃષ્ટાંત શાસ્ત્રકાર આપે છે:— (૧) 'શાંતી ક્ષુધાગૃહ' કે 'અશાંતિ ક્ષુધાગૃહ' આદિ એવા ગમે તે ક્ષેત્રે, ૭ આનાની કીંમતમાં સોળઓના પૂરતું આરોગી આવનાર વ્યક્તિની શક્તિનું વર્ણન વાંચતા, સાંભળતા, કે દૃશ્ય નજરે નિહાળતાં આપણને જે રસ ઉત્પન્ન થાય, તે–**વીરરસ** (૨) એવો રાક્ષસ—આહારી હજુ હાથ ધોતો નથી, એવું જોઇ હોટેલના માલેકની આંખમાંથી તણખા ઝરતાં જે દૃશ્ય ઉત્પન્ન થાય, તે **રૌદ્રરસ** (૩) એઠા અજીઠાં ઉપર ઓળીપો થયો ન થયો, અને ત્યાં નંખાયેલ પાટલા ઉપર જમવા બેસવાનું કહેતાં, જે રસ આપણને ઉદ્ભવે, તે–**બીભત્સ રસ** (૪) 'રસ–રોટલી ખમણ ઢોકળા આજે છે'—એવી જાહેર ખબર વાંચી, મોઢામાં પાણી છુટતાં કોઇ શખ્શ દોડી જઇ, એ આંબા–રસ સામગ્રી પોતાની હોજરીમાં ભરી આવી, ઘેર જતાં પેટમાં ભારે પીડ ઉપજતાં પથારીએ પડી, માથા પછાડવાનું વર્ણન વાંચતા, સુણતાં, કે દૃશ્ય નજરે જોતાં, જે રસ ઉદ્ભવે, તે **કરૂણા–રસ** અગર કરુણા મિશ્રિત હાસ્ય રસ (૫) પીરસણીઆની મીઠા મરચાં આદિની પ્યાલીઓ જમનાર સમક્ષ આવતાં, મરચાંનો ભૂકો દાળની વાડકીમાં નાખવાને બદલે ભૂલથી આંબા રસની

આસમાને ચઢાવે, અગર 'પતીત પાવન સીતારામ' તરીકે સંબોધી આપણે ભલે ગમે તેટલી પ્રાર્થના કરીએ, પરન્તુ ભાષા અને વ્યવહારમાં આપણે એ શ્રી રામને સુખે જંપવા દીધા છે જ ક્યાં ? લ્યો, ત્યારે–જરા વર્ણવું–એ રામ નામની સત્ય રમત.

રામાયણ જેવી સુન્દર અને સર્વશ્રેષ્ઠ કથા અર્પણ કરતાં અવલ્લ શ્રીયુત વાલ્મિક ઋષિને કેટલો પરિશ્રમ, અને કેટલો પરસેવો છૂટયો હશે તેનો વિચાર કરવા આજે કોઇ નવરૂં નથી. પરન્તુ વીસમીસદીના આ સુધરેલા જમાનામાં વાર્તાલાપ, ભાષણ કે અરજ હેવાલમાં જરા પણ આડા અવળાં ફાટયા, કે લેશવટીક લપ સપ કરી, અગર એક મિનિટ પણ નવરી નક્કામી વ્યતિત કરી, તો તમારા ઉપર ટપ દેતે પ્રહાર પડશે કે–'મિસ્તર! તમે પણ શું નક્કામું '**રામાયણ**' આદર્યું' ?'

આર્યશાસ્ત્રાનુસાર રામાવતાર સત, પ્રેમ, અને સેવા માટે આદર્શ ગણાય છે. રામાવતારની કાળજૂની કથા શ્રવણ કરતાં આપણા પાપ ધોવાઈ જાય છે. છતાં આ કળજુગમાં આપણે આપણા વડવાઓની ફક્ત બે ત્રણ પેઢીના ઇતિહાસનો જરા આરંભ કરશું, ત્યાં તો બગાસું ખાતે ખાતે કંટાળો દર્શાવાશે કે–'અરે! તમે પણ અત્યારે ક્યાં '**રામાવતાર**' ની વાત માંડી ?'

આપણા પૂજ્ય મહાત્માજીને 'રામ–રાજ્ય' નો મોહ લાગ્યો. એટલે પછી રાવણને પણ રોવરાવે તેવા બબ્બે-ચચ્ચાર સાંતિના બાદશાહો પણ પોતાના અમલથી મુગ્ધ થઈ પોતાની પ્રજાના મુખે પરાણે '**રામરાજ્ય**' નો પાઠ અંગુઠા પકડાવી ક્યારનાયે ગોખાવ્યા કરે છે. શી તેમની અધોગતિ !

શ્રીમાન રામની કહાણી યાને કથનમાં એવું શું અપવિત્ર કે અમંગળ છે કે છૈયું–છોકરૂં, ડોશું-ડોકરૂં, કે ઘરડું-બુઢું અકસ્માતમાંથી

ચોકમાં રામકથા સાંભળવા ગયા. ચોકમાં હકડાઠઠ મેદની જામી હતી, જેથી છેવાડે એક કચીઅર ખોરડાની પછીતને પીઠ દઇ પાંચા પટેલ ઉભડક બેસી ગયા. જગવારમાં તો પટેલ રીંગણા તોળવા લાગ્યા. અને ફાટયે મોઢે નસ્કોરા ખેંચવા માંડયા. પછીતના છાપરા ઉપર કોણ જાણે કયારે એક શ્વાને લઘુ શંકા કરતાં, તેની ધાર નેવાં વાટે સીધી પાંચા પટેલના ખુલ્લા મોઢામાં પડતાં થુથુ કરતા પટેલ ઝબકીને જાગી ગયા. આંખ ચોળીને જુએ તો કથા ખલાસ અને ચોક ખાલી. જેથી પાંચા પટેલ દાવલની જાત્રા કરી આવીને ઘેર જઇને સુઈ ગયા. વળતી સવારે મૂળા જોશીને પાંચા પટેલનો ભેટો શેરીને નાકે થતાં, જોશીએ પૂછયું: 'કાં! પટેલ! કથામાં આવ્યા'તા કે ના?' પટેલે હકારમાં અધમણીઉં હલાવ્યું, જેથી મુળા જોશી ખૂશ થઈ પ્રોત્સાહન આપવા લાગ્યા કે–'પાંચા ભાભા! તમારા સદ્‌ભાગ્ય માનો કે તમને ધર્મ ઉપર રૂચી થઇ. રામકથા બહુ સુન્દર છે. હવે તો બહુ સરસ ખંડ આવશે, એવો આ રામ-કથાનો સ્વાદ ખૂબ **મીઠો** છે. પટેલ! તમને કાલે એ સ્વાદ કેવો લાગ્યો?'

'**ખારો ઉહુ.**'–પાંચા પટેલ ચોરણો ખંજોળતા બોલ્યા. અને મૂળા જોશી પાછા પડી ગયા.

આંહી મૂળા જોશીએ રામકથાનો જે સ્વાદ **મીઠો** કહ્યો, તે મનસા સબરસ ભોગ કહેવાય. અને પાંચા પટેલના મુખવાટે શ્વાનના મૂત્રની ધાર જતાં જીભ્હાને જે સ્વાદ **ખારો** લાગ્યો, તે કાયસા સબરસ ભોગ કહેવાય.

બોલો બોલો–શ્રી સબરસીઆ દેવકી જે–એ. ઇતિશ્રી સબ-રસ સંહિતાયે દ્વિતીય અધ્યાય સંપૂર્ણ.

આસ્માને ચઢાવે, અગર 'પતીત પાવન સીતારામ' ત
આપણે ભલે ગમે તેટલી પ્રાર્થના કરીએ, પરન્તુ ભાષા
હારમાં આપણે એ શ્રી રામને સુખે જંપવા દીધા છે ?
હ્યો, ત્યારે-જરા વર્ણવું-એ રામ નામની સત્ય રમત.

રામાયણ જેવી સુન્દર અને સર્વશ્રેષ્ઠ કથા અર્પણ કરતાં શ્રીયુત વાલ્મિક ઋષિને કેટલો પરિશ્રમ, અને કેટલો પરસેવો છૂટ હશે તેનો વિચાર કરવા આજે કોઇ નવરૂં નથી. પરન્તુ વીસમીસદ આ સુધરેલા જમાનામાં વાર્તાલાપ, ભાષણ કે અરજ હેવાલમાં જરા પણ આડા અવળાં ફાટયા, કે લેશવટીક લપ સપ કરી, અગર એક મિનિટ પણ નવરી નક્કામી વ્યતિત કરી, તો તમારા ઉપર ટપ દેતે પ્રહાર પડશે કે–'મિસ્તર! તમે પણ શું નક્કામું '**રામાયણ**' આદર્યું'?'

આર્યશાસ્ત્રાનુસાર રામાવતાર સત, પ્રેમ, અને સેવા માટે આદર્શ ગણાય છે. રામાવતારની કાળજૂની કથા શ્રવણ કરતાં આપણા પાપ ધોવાઈ જાય છે. છતાં આ કળજુગમાં આપણે આપણા વડવાઓની ફક્ત બે ત્રણ પેઢીના ઇતિહાસનો જરા આરંભ કરશું, ત્યાં તો બગાસું ખાતે ખાતે કંટાળો દર્શાવાશે કે–' અરે! તમે પણ અત્યારે કયાં '**રામાવતાર**' ની વાત માંડી ?'

આપણા પૂજ્ય મહાત્માજીને 'રામ–રાજ્ય' નો મોહ લાગ્યો. એટલે પછી રાવણને પણ રોવરાવે તેવા બબ્બે-ચચ્ચાર સાંતિના બાદશાહો પણ પોતાના અમલથી મુગ્ધ થઈ પોતાની પ્રજાના મુખે પરાણે '**રામરાજ્ય**' નો પાઠ અંગુઠા પકડાવી કયારનાયે ગોખાવ્યા કરે છે. શી તેમની અધોગતિ!

શ્રીમાન રામની કહાણી યાને કથનમાં એવું શું અપવિત્ર કે અમંગળ છે કે છૈયું–છોકરૂં, ડોબું-ડોકરૂં, કે ઘરડું-બુઢું અકસ્માતમાંથી

'ઓહોહો! મૃત્યુલોકનો પવન યમપુરીમાં પણ વાયો લાગે છે! લુચ્ચા કલિએ તમારામાં પણ ઘર ઘાલ્યું લાગે છે! મને અતિ ખેદ થાય છે.'

'ત્યારે દયાળુ! આ હત્યાકાંડનો અંત ક્યારે આવે?' કાળસેને પૂછ્યું.

'એ તો કાળા માથાના માનવીઓની ઘેલછા શમી જશે, તેવી મૃત્યુલોકમાં શાંતિ થશે. પરંતુ તમે એના જેવા ઘેલા કાં થાવ?'

'કૃપાનિધિ! ક્ષંતવ્ય! ખરી બાબત એમ છે કે સંગ તેવો રંગ ચઢયો છે. છેલ્લા છ માસ થયાં મૃત્યુલોકમાંથી જે પ્રેતાત્માઓ આવ્યા છે, તેને તો માબાપ! સાચવવા ભારે થઇ પડયા છે. અનેક પ્રકારના બબડાટ કર્યા કરે છે. એ પ્રેતો છડેચોક બોલે છે કે તમારાથી થાય તે હમણાં કરી લો. પણ અમારો સરમુખત્યાર મૃત્યુલોક સર કરી દેવલોક પર ચઢી આવશે, ત્યારે તમારા બધાના લેખાં લેવાશે. મહારાજ! જોવા જેવી બધી માયા છે.'

'એમ! ત્યારે એવા એકાદને આંહી લાવો તો! જોઇએ તો ખરા.' ધર્મરાજાના હુકમ અન્વય એક પ્રેતને ત્યાં હાજર કરવામાં આવ્યો.

'તમે કોણ છો?' યમદેવે પ્રશ્ન કર્યો.

'હું જર્મન છું. આફ્રિકાના રણક્ષેત્રમાં અમારી નાઝી ટુકડીનો હું કમાન્ડર હતો.'

'તમારા લોકનું અમે શું બગાડયું છે કે દેવલોક પર આક્રમણ લાવવા કહો છો?'

ચેલાના વાક્યમાં "રામકી" શબ્દ જરા અથડાય તો જાણે કામ બાણ વાગતાં આરપાર વિંધાઇને ચમક ઉપડી હોય તેમ, માળાના મણકાં હાથમાંથી સરી પડતાં, ગલાંતલાં કરતે–'હાં. હાં. રામજીકે આશરે જલ્દી આનેદો, જલ્દી આનેદો.— એમ બોલી ઉઠી એંસી કે એકસો વરસ એકદમ વેચવા તૈયાર થાય, ત્યારે જો આપણે ઇસ્લામી હોઇએ તો–બન્ને કાન ઉપર હાથ મૂકીને 'તૌબા ! તૌબા !' –એમ પોકારી ઉઠશું. પણ જો આપણે શુદ્ધ સનાતની કે મરજાદી હશું તો–'અરે રામ !' એટલો સહજ નિશ્વાસ નાખી આ કાનેથી પેલા કાને શબ્દ કાઢી નાખશું, અને વાત વીસરી જઇશું. 'રામકી'– એટલે શું ! બાવાજીની દિલ બહેલાવનારી પંદર કે સોળ વરસની પૂતળીજ સમજવી ? રામ અને રામ જનનીના નામની કેવી ગંદી રમત ! કેવું અધઃપતન !!

શ્રીમન્ રામચન્દ્રે પોતાના પિતાની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરવા ખાતર વનવાસ ભોગવ્યો, અને જીવનનો ચૌદ વર્ષનો કિંમતી કાળ રખડપાટમાં અને ભ્રમણ કરવામાં ગાળ્યો, એ તો બરાબર છે. માટે શું આ બેકારીના જમાનામાં ધંધા વગરના ભટકતા આપણા યુવકોને '**રખડતા રામ**' કે '**ભમતા રામ**' જેવા અલંકારથી આપણે નવાજીએ એ શું યથાર્થ છે?

અયોધ્યાપતિ રામચન્દ્રજીની સેવામાં હજારો દાસદાસીઓ હાજર હતા. તેમણે કદી સેવક તરીકે કામ નથીજ કર્યું.!! છતાં 'રામ' કેમ જાણે આપણા ઘરનો ઝાડુ વાળનારો હોય, તેમ મુંબઇગરા ધરકાટીને '**રામા**' તરીકે સંબોધે છે. શી રામ નામની અવદશા !!

'રામ' નામક નગરના વતનીઓની મોટે ભાગે શાખ કેવી છે તે જરા જુઓ ! '**રામપુર**' ના રહીશો તે '**રામપુરીઆ,**' રાંક અસીલ અને ગરીબ ગાય જેવા છે, કે પવનપુત્ર રામભક્ત હનુમાનજી- થી પણ ચાર ચંદાવા આગળ ચઢી જાય તેવા છે, તે તો મુંબઇની

બરાબર જોઈ લીધું. નક્ષત્રી કરનાર પરશુરામની પેઠે ન–યહુદી કરનાર અમારો એડૉલ્ફ હિટલર પાકયો. ચોમેર પથારો માંડી બેઠેલા આ કમજાત યહુદી જંતુઓને વીણી વીણીને સાફ કરી નાખ્યા અને અમારી પિતૃભૂમિને સ્વચ્છ તથા પવિત્ર બનાવી.'

'ત્યારે તમારી જાતજ ઉંચી, એમજ ને!'

'હાજી. મૃત્યુલોકના સમસ્ત પ્રાણીઓમાં અમે જર્મનોજ સર્વશ્રેષ્ટ, એવો અમને પટો મળ્યો છે, અને એવી મોહરછાપ અમારા ભગવાને મારી છે. માટેજ સમગ્ર માનવજાત ઉપર રાજ્ય કરવાનો અને એક ચક્રવર્તિ બનવાનો ઈજારો અમારા ભગવાન હેર હિટલરનોજ છે.

'અલ્યા ભાન ભૂલેલા પ્રાણી! ગર્વની આવી ડંફાસ મારે છે તે ઠીક છે. ચક્રવર્તિની મહત્વાકાંક્ષા સેવનારા, અને પૃથ્વીને ખુંદી વળનારા તમારા મહાન ઐતિહાસિક આત્મારામો આંહીજ મોજુદ છે. એ તમારા સિકંદર, સીઝર, હેનિબાલ, નેપોલિયન, અરે ખુદ તમારો પોતાનો જ વિલ્હેમ કૈસર એ બધા રાંકડાં પૂતળાં, જો, એ રહ્યાં. એના ગર્વ ક્યાં ગળી ગયા?'

'સાહેબ! માફ કરજો. એ બધા મૂતાત્માઓ છે. તમારા યમદૂતો પ્રાણ ખેંચીને એમને આંહી લાવે એટલે આપની નજરમાં એ બધા અમારી પેઠે રાંકડા લાગે એમાં આશ્ચર્ય શું છે! આપે કદી જીવતા માનવીને અત્રે સદેહે બોલાવી તેની શક્તિની ખાત્રી કરી છે?'

'ના. ના. એવો તો અમારે ત્યાં દાખલોજ નથી.'

બરાબર જોઈ લીધું. નક્ષત્રી કરનાર પરશુરામની પેઠે ન-યહુદી કર-નાર અમારો એડૉલ્ફ હિટલર પાક્યો. ચોમેર પથારો માંડી બેઠેલા આ કમજાત યહુદી જંતુઓને વીણી વીણીને સાફ કરી નાખ્યા અને અમારી પિતૃભૂમિને સ્વચ્છ તથા પવિત્ર બનાવી.'

'ત્યારે તમારી જાતજ ઉંચી, એમજ ને!'

'હાજી. મૃત્યુલોકના સમસ્ત પ્રાણીઓમાં અમે જર્મનોજ સર્વશ્રેષ્ટ, એવો અમને પટો મળ્યો છે, અને એવી મોહરછાપ અમારા ભગવાને મારી છે. માટેજ સમગ્ર માનવજાત ઉપર રાજ્ય કરવાનો અને એક ચક્રવર્તિ બનવાનો ઇજારો અમારા ભગવાન હેર હિટલરનોજ છે.

'અલ્યા ભાન ભૂલેલા પ્રાણી! ગર્વની આવી ડંફાસ મારે છે તે ઠીક છે. ચક્રવર્તિની મહત્વાકાંક્ષા સેવનારા, અને પૃથ્વીને ખુંદી વળનારા તમારા મહાન ઐતિહાસિક આત્મારામો આંહીજ મોજુદ છે. એ તમારા સિકંદર, સીઝર, હેનિબાલ, નેપોલિયન, અરે ખુદ તમારો પોતાનો જ વિલ્હેમ કૈસર એ બધા રાંકડાં પૂતળાં, જો, એ રહ્યાં. એના ગર્વ ક્યાં ગળી ગયા?'

'સાહેબ! માફ કરજો. એ બધા મૃતાત્માઓ છે. તમારા યમદૂતો પ્રાણ ખેંચીને એમને આંહી લાવે એટલે આપની નજરમાં એ બધા અમારી પેઠે રાંકડા લાગે એમાં આશ્ચર્ય શું છે! આપે કદી જીવતા માનવીને અત્રે સદેહે બોલાવી તેની શક્તિની ખાત્રી કરી છે?'

'ના. ના. એવો તો અમારે ત્યાં દાખલોજ નથી.'

'દાખલો તો પાડવા ધારો તો આપ પાડી શકો તેમ છો. અમારો હિટલરદેવ તો બાજુએ રહ્યો, પરંતુ એના ગણધર ગોરિંગ

તેમના મન વિહ્વળ બનાવવાની એ જાદુગર અજબ કલા કર્યા કરે છે. આ છે, તેનો નિત્ય કાર્યક્રમ. મોડી રાતે પ્રકાશ બુઝાય છે. અને થાક્યો પાક્યો એ શયનગૃહમાં પથારીવશ થાય છે. આજે રાત્રે જેવાં એ મહાશયના નસ્કોરાં બોલવા મંડયા, તેવો તેનો પલંગ અધ્ધર ઉપડયો. ઉપડયો તેવો હેમાળુ પવનનો સુસવાટ વાયો. વાયો તેવો પથારીમાં સળવળાટ થયો, અને તેની આંખ ઉઘડી. જોયું તો ચોમેર આકાશ, આકાશ ને આકાશ, અને પલંગને પાયે પાયે અપરિચિત ઓળાઓ. ગભરાટથી તેનાથી એકદમ બૂમ પડાઈ ગઈ: ' એલા ! કોણ છો તમે ? '

' કાળદૂત. ' હેઠળથી ઉત્તર આવ્યો.

' હેં-એં ! ગેસ્ટાપોના વડા હેર હિમલરના ? ' તે શ્વાસ લઈ ગયો.

' નહીં. ધર્મરાજ યમદેવના. તમે જરિય ગભરાશો નહી. '

' હાસ ! તો ઠીક. પણ ભાઈસાહેબ, મને કયાં લઈ જાઓ છો ? ' તેનો શ્વાસ પાછો વળ્યો.

' યમપુરીમાં. '

' શું કામ ? ' ' અમારા ધર્મરાજ તમને મળવા ચાહે છે. '

' અત્યંત આનન્દની વાત. એ ધર્મરાજ સ્વતંત્ર રાજવી છે કે તેના ઉપર બીજી કોઈ સત્તા ખરી ? '

' સર્વોપરી સત્તા તો બીજી. '

' એ કોણ ? '

' વિષ્ણુ ભગવાન. '

' બહાલી બરતરફી બધી તેના હાથમાં ? '

' હા. જી. '

' સમજ્યો. વાહ. વાહ. ધન્ય ઘડી ! ધન્ય ભાગ્ય ! આવા મોટા દેવને મળવું એ પણ જીવનની લાણુ છે. પરંતુ આમ ચોરી

'યમપુરી.'

'તો પહેલા જરા વૈકુંઠના દૂરથી દર્શન કરીને પછી યમપુરી જઈએ તો તમને કાંઈ વાંધો ખરો ?'

'કશો નહીં. તમે જેમ કહો તેમ. પરંતુ આંહીથી વૈકુંઠનો રસ્તો કાપવો જરા દુર્ઘટ છે, એટલે અમારે ઉર્ધ્વગતિ લેવી પડશે.'

'મારે ખાતર એટલું થાય તો ઉપકાર.'

પલંગ વૈમાનની ગતિ બદલાઈ. વિમાન ઉડયું ન ઉડયું, ત્યાં 'આ–ચાલી જાય તે વૈતરણી નદી, અને એ–પેલા રત્નજડીત કોટ કાંગરાં દેખાય તે વૈકુંઠ'–દૂતો બોલી ઉઠયા.

'વાહ વાહ! અતિ મનોહર દૃશ્ય! તમે કૃપા કરી આંહી જરી થોભો, ત્યાં કિલ્લાના દર્શન કરી આ આવ્યો.' કહેતાં છોટા નાઝીદેવ વૈકુંઠના મુખ્ય દ્વાર સમીપ પહોંચી ગયા. દ્વારપાલને નમસ્કાર કર્યા બાદ ખીસામાંથી લેખ કાઢી મુખીને બતાવ્યો. પછી બંને વચ્ચે કાંઈક છુપી મસલત થઈ. પછી બીજા ખીસામાંથી મણિમૌક્તિકની મુઠી ભરીને મુખીના હાથમાં સેરવી અને મુખીએ આભાર દર્શિત સ્મિત કર્યું. દ્વારપાલને ફરી વંદન કરી, જઈ પહોંચ્યા—પલંગ–વિમાને, તેવી વૈમાનની ગતિ પુનઃ ચાલુ થઈ. અને જરાવારમાં એ–આવ્યું યમપુરી.

[3]

છોટા નાઝીદેવને યમદુતો દરબારમાં લઈ ગયા. સભામંડપમાં કચેરી ભરી ધર્મરાજ યમદેવ સિંહાસને બિરાજ્યા છે તેની સમક્ષ નાઝીદેવ હાજર થયા. ઝગઝગ કરતો જરીનો ઝભ્ભો, નીચે મુલાયમ રેશમી પિતાંબરનું સોનેરી કોરનું ધોતીઉં, માથે જરકસીની વહાણુ–ઘાટની ટેડી ટોપી, ટોપી ઉપર મોરપિચ્છની કલગી–એવા વસ્ત્રધારી

'ગરીબ પરવર ! આ શું કહો છો ?' ચિત્રગુપ્ત ચકીત થઈ ગયા.

'કેમ ! કાને ઢાંક આવી છે કે શું ? ઘુવડની પેઠે મારા સામું તાકી શું રહ્યા છો ?' નાઝીદેવે રાજદંડ જરા ઉંચો કરી ડોળા કાઢ્યા, 'હુકમ તે હુકમ. સમજ્યા ! જાઓ, હમણાંજ તેનો અમલ થવો જોઈએ. એમાં ઢીલ કરનાર સખ્ત નશિહતને પાત્ર થશે. સમજ્યા ! મારા વખતમાં આળસ, પ્રમાદ, કે આળ પંપાળ બીલકુલ નહીંજ ચાલે. અત્યારે આટલુંજ કામ, બાકી હવે પછી. ગુડ નાઈટ.'

[૪]

કાળસેનજીની હાજરીસે તાકીદનો હુકમ પહોંચતાં ત્યાંથી યમ-દુતોની બે ટુકડીઓ છુટી–એક નર્ક તરફ અને બીજી સ્વર્ગ બાજુ. સાતે નર્કના કીડાઓ બન્ધન મુકત થતાં, હર્ષઘેલાં બની નાચકૂદ કરવા લાગ્યા અને 'ઘણું જીવો ધર્મરાજા' 'ધર્મરાજાની જે'–એમ એકસામટો નરકાગારમાંથી જયઘોષ નિકળ્યો.

આલિશાન ઈન્દ્રાલયની અંદર પ્રારંભના ત્રીજા મેટીની શો (Matinee Show) વખતે સ્વર્ગ લોક ઉલટી પડ્યું. નાટયગૃહની અંદર દેવ દેવીઓ અને કિન્નર કિન્નરીઓની હકડાઠઠ મેદની જામી હતી. રંભા, મેનકા, ઉર્વશી, અને તિલોત્તમાના ચિત્તાકર્ષક તાંડવ નૃત્યનો ખાસ પ્રોગ્રામ ચાલતો હતો, ત્યાં કાળસેને પ્રવેશ કર્યો. ધર્મરાજનો હુકમ સંભળાવતાં તમામ પ્રેક્ષકો અને નટનટીઓનું સર્વ મંડળી બાઘામંડળ બની ગયું, અને થાંભલાની પેઠે ચિજવાઈ ગયું. નાટક નાટકને ઠેકાણે રહ્યું, અને નભમાંથી જેમ વિજળી કડાકા કરતી પૃથ્વી પર તુટી પડે, તેમ યમદુતો 'પકડો બધાને' કરતા ઈન્દ્રસભામાં તુટી પડ્યા. દેવીઓ અને દેવતાઓના ચોટલા ખેંચી ખેંચીને બહાર ઘસેડવા લાગ્યા. 'હાય હાય' 'મારા બાપા'

બધા આ નવા ધર્મરાજને પુન: પુન: નિહાળી નિહાળીને ખડખડ હસી પડયા.

'નારાયણ! નારાયણ! આ તો ભગવન્ન! આપ નામદારનાજ ક્રમા છે, ત્યાં બાપડા ધર્મરાજ શી રીતે બચી શકે?' નારદના પેટની પાંસળીઓ હજી ઉછળ્યા કરતી હતી.

'પણ આવા હૂકમ પરત્વે, યમદેવ! તમને જરિય પણ શંકા ન આવી?' ભગવાનના મુખ ઉપર હજી પણ મન્દ હાસ્યની છાયા તરવરતી હતી.

'ભગવાન! આપના હસ્તાક્ષરનો ગમે તે લેખ હોય તે આ સેવકને તો માન્યજ હોય.' યમદેવે પ્રભુ પ્રતિ મસ્તક નમાવ્યું.

'આટલી બધી શ્રદ્ધા છે, તો પછી આંહી ખુલાસો કરવા સીધા કેમ આવ્યા?'

'કરૂણાસાગર! હું માફી માગવા તો આંહી આવ્યો હતો, પરંતુ આપના દ્વારપાલે આપના ફરમાનથી અંદર પેસવાની મના કરી મને ધક્કો મારી કાઢી મૂકયો. જેથી મારા પાપનું પ્રાયશ્ચિત કરવા મૃત્યુ લોકમાં ચાલ્યો ગયો.'

'ઓ હો હો! આ વળી બીજું ધતીંગ! કોણ છે એ દ્વાર-પાલ? તેને આંહી ઉભો કરો?' દ્વારપાલ હાજર થતાં થરથર કંપવા લાગ્યો.

'અલ્યા! મેં તને ક્યારે મના કરી હતી?' ભગવાનના નેત્રનો ખુણો રક્તવર્ણો થયો.

'દયા, પ્રભુ! દયા. અમને તો આ દેવે કીધું કે ધર્મરાજની જગ્યા ભગવાને મને આપી છે, માટે પેલા યમદેવ આવે તો તેને મળવા જવા નહીં દેવાનું પ્રભુનું ફરમાન છે.' દ્વારપાલે ધર્મરાજ બીજા પ્રતિ આંગળી ચીંધી.

'અલ્યા ! માનવ પ્રાણી ? આ હુકમ તેં કાઢયો ક્યાંથી ?' પ્રભુએ હવે તેના તરફ સીધી દ્રષ્ટિ ફેંકી. છોટા નાઝીદેવ જે અત્યાર લગી બધો તમાશો મુંગા મુંગા જોયા કરતા હતા તેણે છાતી કાઢીને ઉત્તર વાળ્યો 'શ્રીમાન ભગવાનજી ! આપની પાસેથી.'

'દુષ્ટ ! ધૂર્ત ! મેં તને ક્યારે હુકમ આપ્યો ?'

'શ્રીમાન ઈશ્વરજી ! શાંત થાઓ. આપનું જે સ્મરણ કરે, તેના અંતરમાં આપ વસો છો એ ખરૂં કે ના ?' નાઝી જાણે કે ક્રોસ કરવા લાગ્યો.

'એ અમારાથી ના કેમ કહેવાય.'

'તો સાહેબ ! મેં હિંદી પેન હાથમાં ઝાલતી વખતે આપના નામની માળા ફેરવી, આપને મારા અંતરમાં વસાવ્યા અને અંતર-માંથી આપ જેમ હુકમ કરતા ગયા, તેમ આ હાથ ચાલતા ગયા, અને કાગળ ઉપર આ પ્રમાણે લખાયું. એટલે વસ્તુતઃ એ લેખ આપનોજ છે. હું તો માત્ર નિમિત્ત છું.'

'શાબાશ ! ચાણાક્ય અને મેકિયાવેલને પણ વેચીને દાણ ન દે એવા મહા મુત્સદીને ! વૈષ્ણવ જણ તો આવા જણ જે હરિને અંતર આણે રે......' નારદજી તુંબરુના તાર ઝણઝણાવી ભજન લલકારવા લાગ્યા.

'આ બધી ધૂર્ત કલા શિખ્યો ક્યાંથી ?' ભગવાન વિસ્મય પામ્યા.

'મહારાજ ! અમે શિખીનેજ અવતર્યા છીએ. અમને દેશ પરદેશના ધર્મ, અને તેના દેવ દેવતા કે પીર પીરાણાનું જ્ઞાન હોય છે. યમદૂત મને ઉપાડવા આવ્યો, તેવીજ દેવલોક સબંધી સંક્ષિપ્ત માહેતી આર્યાવર્તના અમારા નિષ્ણાતથી મેળવી લીધી, અને તે આધારે આ સ્વાંગ સજી લીધો. વેશપલ્ટો કરવામાં અમને કોઈ

'દેવજી ! હું સાચુંજ કહું છું. આર્યાવર્તના આર્યો તો બાર વલા હશે, પણ અમે તો ચોકખાં સોળ વલ્લા છીએ.'

'તેની કાંઈ ખાત્રી ?' લક્ષ્મિજીને વાતમાં રસ પડયો.

'ઓ ! શ્રીમતી લક્ષ્મિદેવીજી ! તેની ખાત્રી પ્રભુનોજ સિક્કો–સ્વસ્તિકની સંજ્ઞા. એજ પવિત્ર નિશાન છે–અમારા ઝંડામાં, કપડામાં કે કપાળમાં.' બાંય ઉંચી કરી નાઝીએ પોતાના કાંડાની છાપ બતાવી.

'મહારાજ ! આમાં તો કાંઈ કહેવાપણું લાગતું નથી.' લક્ષ્મિજી-એ વકિલાત કરી.

'દેવી ! વેશધારીઓમાં તિલક છાપાંનો ડોળ વિશેષ હોય, એમાં શું ? શઠના હોઠ સાજા ને ઉત્તર ઝાઝા હોય, માથું ખાઈ જશે. લઈ જાઓ, આ દૃષ્ટને તેની સજા ભોગવવા.'

'દયા, દયા. ઓ–શ્રીમાન ભગવાનજી ? હું આપને શરણે છું. મારી છેલ્લી અરજ સાંભળો.'

'અલ્યા ! પલીત ! મારા પગ છોડ. લઈ જાઓ જલદી, આ જળોને ?'

'નહીં જાઉં, પ્રભુ ! નહીં જાઉં. મારા પ્રાણ આપનેજ અર્પિશ. ઓ શ્રીમતી લક્ષ્મિદેવીજી ! આપનામાં પ્રેમ છે, લાગણી છે, દયા છે. મારી છેલ્લી અરજ લક્ષ્યમાં લેવા આપના સ્વામિજીને સમજાવો.'

'શું છે ? જલદી કહી દે ને !' લક્ષ્મિજીના અંતરમાં અનુ-કંપાનો અંકૂર ઉઠયો.

'ક્ષમા એ વીરનું ભૂષણ કહેવાય છે. શરણાગતનું રક્ષણ કરવું એ આર્ય ધર્મ છે. ગમે તેવું અધમ પ્રાણી પ્રભુને શરણે જાય, તેના પાપ ધોવાઈ ઉદ્ધાર થાય એ વેદ વાકય છે. ખરૂં કે નહીં દેવીજી ?' નાઝીએ આખરી મુદ્દો છેડયો.

'દેવજી ! હું સાચુંજ કહું છું. આર્યાવર્તના આર્યો તો બાર વલા હશે, પણ અમે તો ચોકખાં સોળ વલ્લા છીએ.'

'તેની કાંઈ ખાત્રી ?' લક્ષ્મિજીને વાતમાં રસ પડયો.

'ઓ ! શ્રીમતી લક્ષ્મિદેવીજી ! તેની ખાત્રી પ્રભુનોજ સિક્કો–સ્વસ્તિકની સંજ્ઞા. એજ પવિત્ર નિશાન છે–અમારા ઝંડામાં, કપડામાં કે કપાળમાં.' બાંય ઉંચી કરી નાઝીએ પોતાના કાંડાની છાપ બતાવી.

'મહારાજ ! આમાં તો કાંઈ કહેવાપણું લાગતું નથી.' લક્ષ્મિજીએ વકિલાત કરી.

'દેવી ! વેશધારીઓમાં તિલક છાપાંનો ડોળ વિશેષ હોય, એમાં શું ? શઠના હોઠ સાજા ને ઉત્તર ઝાઝા હોય, માથું ખાઈ જશે. લઈ જાઓ, આ દૃષ્ટને તેની સજા ભોગવવા.'

'દયા, દયા. ઓ–શ્રીમાન ભગવાનજી ? હું આપને શરણે છું. મારી છેલ્લી અરજ સાંભળો.'

'અલ્યા ! પલીત ! મારા પગ છોડ. લઈ જાઓ જલદી, આ જળોને ?'

'નહીં જાઉં, પ્રભુ ! નહીં જાઉં. મારા પ્રાણ આપનેજ અર્પિશ. ઓ શ્રીમતી લક્ષ્મિદેવીજી ! આપનામાં પ્રેમ છે, લાગણી છે, દયા છે. મારી છેલ્લી અરજ લક્ષ્યમાં લેવા આપના સ્વામિજીને સમજાવો.'

'શું છે ? જલદી કહી દે ને !' લક્ષ્મિજીના અંતરમાં અનુ–કંપાનો અંકૂર ઉઠયો.

'ક્ષમા એ વીરનું ભૂષણ કહેવાય છે. શરણાગતનું રક્ષણ કરવું એ આર્ય ધર્મ છે. ગમે તેવું અધમ પ્રાણી પ્રભુને શરણે જાય, તેના પાપ ધોવાઈ ઉદ્ધાર થાય એ વેદ વાકય છે. ખરૂં કે નહીં દેવીજી ?' નાઝીએ આખરી મુદ્દો છેડયો.

શિર્ષક જોઈ, તમને જરૂર એમ થશે કે, રામના કાળમાં અયોધ્યામાં રમાતી રમત ( games ] ની શોધ મારે હાથ આવી હશે ! સત્યયુગમાં દશરથ–કુમારો બલ્કે ક્ષત્રીય પુત્રો ક્રિકેટ, ફુટબોલ, ટેનિસ કે હોકીની રમતો રમ્યા હોય એ બિલકુલ અસંભવિત છે. બ્રહ્મચર્યાવસ્થા સુધી વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં રામ અને તેના ભાઈઓ ધનુષ્યબાણ, મલ્લકુસ્તી ઇત્યાદિ વ્યાયામની ઘણી રમત રમ્યા હતા એ તો આપણે બરાબર જાણીએ છીએ. પરન્તુ ગૃહસ્થાશ્રમમાં પડયા પછી શ્રી રામચન્દ્રજી કયા કયા ખેલ ખેલતા હતા, તે એમના ચારિત્ર્યકારે કયાંય પણ જણાવ્યું નથી. પણ એવી માથાકૂટમાં પડવાનું કાંઇ કારણ નથી. રમત ગમ્મતનો મારો ખાસ વિષય નથી. હું તો ‘ રામ ’ નામની કેવી રમત આધુનિક કાળમાં રમાય છે, એજ બતાવવા માગું છું.

બાપડા રામની લોઢાને પાયે કેવી કઠણાઇ બેઠી હશે, કે સત્યયુગમાં તેમની હયાતી સુધી ન તેમને પુરી શાન્તિ, અને ન તેમની હયાતી બાદ આ કળયુગમાં તેમને ‘નમસ્તે’ કરવા પૂરતી પણ આપણને વિશ્રાન્તિ ! શ્રીમન્ન રામચન્દ્રજીના દેહોત્સર્ગને આજે હઝારો વર્ષ વીતિ ગયા છતાંયે, આપણી ગૂજરાતી ભાષામાં કે હિન્દી ભાષામાં બલ્કે અખીલ ભારતની અન્ય ભાષામાં **‘રામ’** નામનો ભંડોળ ઉખેળશું, તો અદ્યાપિ પર્યન્ત બિચારા શ્રીરામની કેવળ ઠઠ્ઠા મશ્કરી સિવાય બીજું કશું માલુમ પડશે નહીં. આપણા પ્રાચીન કે અર્વાચીન કવિઓ ભજનમાં શ્રી. રામચન્દ્રજીને ‘ રઘુપતિ રાઘવ રાજારામ ’–કહી ભલે સાતમે

બચી જતાં, ' માડી ! ' રામકા'ણી ' રહી જાત '—એવા મોંકાણના વાકયો ડોસીમાના મુખમાંથી ઝરે છે ?, શી બાપડા રામની કહાણી !

રામ નામની શ્રદ્ધાના આધારે આખી વાનર સેના લંકાનો સમુદ્ર ઓળંગી ગઈ, અને પવનપુત્ર શ્રી હનુમાન સદાબરો વનસ્પતિથી ભરેલો પર્વતજ ઉચકી લાવ્યા. પણ આપણને શ્રીરામનો કશો ભરૂંસો જ નથી. માટેજ અલલટપ્પે કાંઈ પણ કાર્ય કરીએ ત્યારેજ **' રામ ભરોંસે '**—એવો શબ્દ બોલીએ છીએ. કેટલીક ગંદી અને મેનેનજાઇટીસ ઉત્પન્ન કરે તેવી હોટલો કે હેરકટિંગ સલુનોમાં પણ ' રામ ભરોંસે ' ના પાટિયાં લટકે છે, અને તે રામભરોંસેજ ચાલતાં જણાય છે.

શ્રીમન્ન રામચન્દ્રે રોટી માટે કદી પણ ભિક્ષા થેલી હાથમાં લીધાનું રામાયણમાં નથી. ઉલ્ટાનું રામે અનેકને અન્નદાન આપ્યું છે. છતાં ઘરને આંગણે બાવાજીના મુખમાંથી **' રામરોટી '** એટલા શબ્દો નીકળતાંજ તેની ઝોળીમાં રોટલાઓનો ટપોટપ વરસાદ વરસે છે. પછી 'રામ–રોટી ' રામને પહોંચે છે, કે બાવાજીના કચ્ચા–બચ્ચાના પેટમાં પડે છે, તેની સમાજને કયાં પડી છે !

બાવાજીની 'રામ રોટી' ઉપરથી મને પેલા બગલા ભગતની વાત જરા યાદ આવી ગઈ. તેવી વ્યક્તિની ઓળખાણ **' મુખમેં રામ ઔર બગલમેં છુરી '**—એ કહેવતથી આપવામાં આવે છે. છે—આમાં **કયાંય શ્રીમન્ન રામને સુખચેન !**

રામ–દુહાઇનો ચમત્કાર કદાચ રામાવતારમાં હશે, પણ ઇસુના આ વીસમા શતકમાં સ્વરાજ્ય માટે આપણે ગમે તેવા અને ગમે તેટલા પોકારો, બરાડાઓ પાડીએ કે અરજીઓ, તારો, ટપાલો કે ઠરાવો કરીએ, તો પણ પાર્લામેન્ટમાં તેનો પડઘો પડવાનો નથી, તેમ ત્યાં કોઈના પેટનું પાણી હલવાનું નથી. પરન્તુ એ તો ઉલ્ટાનું આ

બચી જતાં, 'માડી! 'રામકા'ણી' રહી જાત'–એવા મોંકાણના વાકયો ડોસીમાના મુખમાંથી ઝરે છે? શી બાપડા રામની કહાણી!

રામ નામની શ્રદ્ધાના આધારે આખી વાનર સેના લંકાનો સમુદ્ર ઓળંગી ગઈ, અને પવનપુત્ર શ્રી હનુમાન સદાબરો વનસ્પતિથી ભરેલો પર્વતજ ઉચકી લાવ્યા. પણ આપણને શ્રીરામનો કશો ભરૂસો જ નથી. માટેજ અલલટપ્પે કાંઈ પણ કાર્ય કરીએ ત્યારેજ 'રામ ભરોંસે'–એવો શબ્દ બોલીએ છીએ. કેટલીક ગંદી અને મેનેનજાઇટીસ ઉત્પન્ન કરે તેવી હોટલો કે હેરકટિંગ સલુનોમાં પણ 'રામ ભરોંસે' ના પાટિયાં લટકે છે, અને તે રામભરોંસેજ ચાલતાં જણાય છે.

શ્રીમન્ન રામચન્દ્રે રોટી માટે કદી પણ ભિક્ષા થેલી હાથમાં લીધાનું રામાયણમાં નથી. ઉલ્ટાનું રામે અનેકને અન્નદાન આપ્યું છે. છતાં ઘરને આંગણે બાવાજીના મુખમાંથી 'રામરોટી' એટલા શબ્દો નીકળતાંજ તેની ઝોળીમાં રોટલાઓનો ટપોટપ વરસાદ વરસે છે. પછી 'રામ–રોટી' રામને પહોંચે છે, કે બાવાજીના કચ્ચા–બચ્ચાના પેટમાં પડે છે, તેની સમાજને કયાં પડી છે!

બાવાજીની 'રામ રોટી' ઉપરથી મને પેલા બગલા ભગતની વાત જરા યાદ આવી ગઈ. તેવી વ્યક્તિની ઓળખાણ 'મુખમેં રામ ઔર બગલમેં છુરી'–એ કહેવતથી આપવામાં આવે છે. છે–આમાં કયાંય શ્રીમન્ન રામને સુખચેન!

રામ–દુહાઇનો ચમત્કાર કદાચ રામાવતારમાં હશે, પણ ઇસુના આ વીસમા શતકમાં સ્વરાજ્ય માટે આપણે ગમે તેવા અને ગમે તેટલા પોકારો, બરાડાઓ પાડીએ કે અરજીઓ, તારો, ટપાલો કે ઠરાવો કરીએ, તો પણ પાર્લામેન્ટમાં તેનો પડઘો પડવાનો નથી, તેમ ત્યાં કોઈના પેટનું પાણી હલવાનું નથી. પરન્તુ એ તો ઉલ્ટાનું આપણાં